# ઓખાંહરણ
# નાટક

છાપી પ્રસિદ્ધ કરનાર

છગનલાલ ઉમેદચંદ



## અમદાવાદમા

માણેકચોક નજીક કાગદીઓળમાં ખોડા
ઢોરના મકાનમાં અમદાવાદ વિક
ટોરિયા પ્રેસમા

છગનલાલ ઊમેદચંદે છાપ્યુ

સવત ૧૯૩૯ સને ૧૮૮૩

કીમત રૂ-૮-૦

# ઓખાહરણ નાટક.

---

## ઈશ્વર પ્રારથના

### છપા

જગતપતિ જગનાથ, નીરંજન તુ જગદાતા;
જગજંતુ આધાર, જગતમાં તુ વિખ્યાતા. ૧
જગ પાળક જગદીશ, ઇશ તુ અવની કેરો.
કરે તાહરી શેવ, ટળે તસ શોક અનેરો; ૨
છે અકળ ગતી તાહરી, જ્યાં ત્યાં તુ વ્યાપી રહ્યો.
નહીં તુંજ સમકો અવનીપે, કાં કે ચસંઘળો દહ્યો ૩
ધરે તાહરૂ ધ્યાંન, માન પામે મોટા માં.
ધરે તાહરૂ ધ્યાંન, જ્ઞાન વાપે તસ ઘટમાં. ૪
ધરે તાહરૂ ધ્યાંન, દુઃખ દાવાનળ વામે.
ધરે તાહરૂ ધ્યાંન, રીધી સઘળી તે પામે. ૫
છે નીર્મળ ધ્યાંન તે તાહારૂ. તે વીણ જગ ભુલો ભમે
તનમનથી તુજ સેવતાં, ભવસાગર ફેરો ટળે. ૬

# અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો

(સ્થળ એક જંગલ.)

બાણાસુર, તથામાહાદેવજી. અનેતેમનીસ્ત્રી પારવતી.

બાણાસુર—લંગોટીવાળીને હાથમાં જપમાળા લેઇને, એકસ્થાનક ઉપર દ્રઢઆસન વાળીને તપસ્યાકરવા બેઠો છે.

માહાદેવ—(બાણાસુરને જોઇને) પોતાની સ્ત્રીને પુછે છે, આકોણ છે—અને આટલી બધી તપસ્યા શા માટે કરેછે. જેથી એનું શરીર સુકાઇને લાકડા જેવું થઇગયું છે.

પારવતી—એવાતો ઘણાએ પાખંડીફરે છે ! માટે આપણે શું. !

માહાદેવ—નાના આતો કોઇ આપણીજ ભકતીનું સ્મરણકરે છે, માહારાજ નામનો જાપ કરે છે—એમ કહી તેની પાસે જાય છે.

પારવતી—તમારા જેવો નફટ કોણ હશે ! હું ના કહુંછું તોપણ તમે ઉલટા તેની પાસે જાઓછો.?

માહાદેવ—ખરા અંતઃકરણથી મારૂં ધ્યાન કરે છે તેને કોઇપણ વરદાન આપવું જોઇએ માટે તમે કહોતો એને કાંઇ વરદાન આપું?

પારવતી—દાતારતો ભલા દેખાઓછો ! પોતાને હાથે પોતાનુંજ માંથું ફોડવું ! એવી દાતારી તમારી પાસે

છે-શું ભુલી ગયા? પેલા બ્રહ્મણને જીવાડયો તો તેણેજ તમારૂં લીંગ ઉખેડીને, ત્યાંજ તેની સ્ત્રી ની સાથે ભોગ કરયો ! ને બધુ મંદીર નાપાક કીધુ ! વિગરે જેણે તમે વર્દાન આપ્યું તેણે કાંઇ સારૂ કીધું નથી ?

માહાદેવ-જે જેવું કરશે તેવું ભોગવશે-પણ માહારૂં સત્ય મારે છોડવું નહીં જોઇએ, જે મારૂં ધ્યાન કરે તેને મારે ફાયદો આપવો જોઇએ !!

પારવતી-ત્યારે જેવી તમારી મરજી:—

માહાદેવ=(બાણાસુરને) અલ્યા તું કોણ છે? અને શા માટે તપસ્યા કરે છે ? તારે જોઇએ તે માગ?

બાણાસુર-હું બળીરાજાનો પુત્રછું ? મારૂં નામ બાણાસુર છે, અને આપની પ્રાર્થના કરવા માટે અહીંયાં આવી તપસ્યા કરૂછું ? માટે મને સોણીતપુરનું રાજ્ય અને એક હજાર હાથ આપો?

પારવતી-(માહાદેવને) આપો આપો પણ અંતે તમને જ નડવાનો છે!!!

માહાદેવ-ગમેતેમ થાશ તોપણ માહારૂં વચન ખાલી જવાનું નથી !!

બાણાસુર-આપતો માહા ડાહ્યા પુરૂષછો, માટે સ્ત્રીના હુકમમાં રેહેશો નહી:—

માહાદેવ=એતો ગમેતેમ કહેશે-પણ જા હું તને માગ્યા પ્રમાણે આપુંછુ!! (માંથે હાથ મુકે છે.)

બાણાસુર માહાદેવ પાસેથી વર્દાન લેઇ સોણીત

પુરમાં જઇને ત્યાંનું રાજ્ય હસ્તક કરી કેટલાક બી જાં રાજ્ય જીતીને માહા બળવાન એક હજાર હાથવાળો થયો તેને કોઇ જીતી શકે નહી; તેથા બળનો ગર્વ કરીને નગરની બાહાર જાય છે,

## પ્રવેશ ૨ જો.

(સ્થળ મારગ.)

બાણાસુર, નારદ; માહાદેવ અને પારવતી.

બાણાસુર-(નારદને જતા જોઇને) માહારાજ મને શીવ જીએ વર્દાનતો આપ્યું પણ હજુ મારૂં ધાર્યું થયું નહી ?

નારદ-એતોછેતેછે, જેને તેને એમજ કરે છે, વરદાન આપવું તો તેનું કામબરાબર કરવું જોઇએ, વારૂ તારે શું બાકી રહ્યું છે ?

બાણાસુર-એક એવો યોદ્ધા જોઇએ કે જેની સાથે હું પોતે યુદ્ધ કરૂં, જેથી મારા બળની અજમાશ થાય!

નારદ-તને હજાર હાથ માહદેવે આપ્યાછે, માટે તેની સાથેજ સંગ્રામ કર, એટલે તારા બળની અજમાશ થશે ?

બાણાસુર-( નારદનું કેહેવું સાંભળીને,) કૈલાશપર્વત ઉપર જઇ તેને બાથ ભીડાવીને, હલાવે છે, તેથી ધરતી કંપની પેઠે આખો પર્વત ડોલવા લાગ્યો ! અને જ્યાં ત્યાં કડાકા અને ભડાકા થવા લગ્યા, તેવારે:—

પાર્વતી-શીવશીવ આ શો ગજબ થયો, ક્યાં નાસુને ક્યાં જાઉ !

માહાદેવ-કાંઇબીહવાનુ કારણનથી, એતો પેલો બાણાસુર આવ્યો છે !

પાર્વતી-એક હજાર હાથ આપ્યા, શોણીતપુરનુ રાજ્ય આપ્યુ તોપણ હજી ત્રપ્ત થયો નથી, તે પાછો શું માગવા આવ્યો છે !

બાણાસુર-( માહાદેવજીને ) અહો શીવજી માહારાજ મને બધુનો આપ્યું પણ એક માહાબળવાન, યોદ્ધા આપો, નહીંતો તમેજ મારી સાથે યુદ્ધ કરવા આવી જાઓ, નહીંતો એક બળીયો મને બતાવો ?

માહાદેવ-મે પ્રથમથીજ તારે માટે એક બળવાન યોદ્ધા તૈયાર કરેલો છે તે તારા હાથ પ્રથમ હતા તેવા કરશે !

બાણાસુર-એ વાતની મને કેમ ખાત્રી થાય?

માહાદેવ-લે આ એકધ્વજા તને આપુંછું તે તારા મેહેલ ઉપર રાખજે જ્યારે આ ધ્વજા ભાગીપડે ત્યારે તું જાણજે કે, તારો શત્રુ પૈદા થયો

બાણાસુર-હાય હાય! મારા હજાર હાથ છેદાશે, આતે ખરૂં કે ખોટુ ! અરે! એ લગોટાના કેહેવાથી શુ થવાનું છે! એમ કહી સોણીતપુર નગરને વિષે પ્રવેશ કરે છે.

## પ્રવેશ ૩ જો

(સ્થળ કૈલાશપર્વત)

માહાદેવ અને પારવતી.

માહાદેવ-(પારવતીને) હું વનમાં તપ કરવા માટે જાઉંછુ?

પારવતી-(રૂદન કરીને) તમેતો જ્યાં ત્યાં ભટકતા ફરોછો ને હું એકલી ઘરમાં રહુછું તેથી મને ગમતું નથી માટે કાંઇ સંતાન પેંદા કરે-કે જેનાથી હું ઘરમાં વાતચીત કરૂ, અને વળી મારો જન્મ પણ પવિત્ર માનું !!

માહાદેવ-તારી મુરજીમાં આવે તો એક પુત્ર અને એક પુત્રી ઉત્પન કરજે-એમ કહી વનમા જાય છે.

માહાદેવજીના ગયા પછી પારવતી નગનથઇ નાહાવા બેઠી તેવામાં વિચાર આવ્યો કે હું નગન થઇ બેઠી છુ, અને અચાનક ઘરમાં કોઇ આવશે તો મારી એપ દૂખશે, માટે ઘરને બારણે ચોકી કરનાર જોઇએ. એમ ધારો પોતાના અંગનો મેલ ઉતારી, એક પુત્ર તથા એક પુત્રીને ઉત્પન કીધાં. તેમાં પૂત્રનું રૂપ એવું તો વિચિત્ર બનાવ્યુ કે ચાર હાથ! મોટું પેટ! ગરદન નીચી! હાથ ટુંકા અને શરીરે પુષ્ટ એવો બનાવ્યો!! તેનું નામ ગણપતી, તથા પુત્રીને માહા રૂપવાન બનાવી, પછી પુત્રને ઘરના બારણે બેસી મુકયો, ને પુત્રીને અંદરના ઓરડાને બારણે રાખી, પોતે નાહાવા બેઠી

એવામાં આકાશ માર્ગથી નારદને આવતા જોયા, નારદ બારણા આગળ આવીને જુવે છે તો ગણ પતીને ચોકી બેઠેલા ગયા:-

નારદ-(પારવતીને) અરે પારવતીજી આ સમે જરા મ ને અંદર તારી પાસે આવવા દ, એમ બોલે છે પણ ગણપતીથી બીહીને [મનમાં] આ ચોકી જ બર છે માટે નજીક જવાથી મારી પાડશે-વારૂ હું જ ખરો કે, માહાદેવ અને પારવતીને માંહોમાં હે લડાઇ કરાવું, એમ ધારી વનમાં માહાદેવ પા સે જઇને:-

---

## પ્રવેશ ૪ થો.

(સ્થળ જંગલ)

[માહાદેવ અને નારદ.

નારદ-(માહાદેવ તપસ્યા કરે છે ત્યાં જંગલમાં જઇને) શંકર શંકર, હું તમારી પાસે એક ખબર કેહેવા આવ્યો છું?

માહાદેવ-[ધ્યાન મુકીને નીચુ ઉંચુ જુવે છે] નારદને જોઇને, અરે નારદ આ વખત આવી મારૂ ધ્યાન મુકાવ્યુ તે ઠીક કીધુ નહી?

નારદ-મેં કાંઇ મારા સ્વાર્થ માટે તમારૂ ધ્યાન મુકાવ્યું નથી, પણ તમારા પોતાનાજ કામ સારૂ હુ અહીં આવ્યો છુ?

માહાદેવ-એવું શું કામ છે તે કહો?
માહાદેવ-કાંઇ કહેવા જેવું નથી, તોપણ તારા ઘરની અનીતી જોઇ મારૂ દીલ ઘણુંજ દુખાય છે, માટે કહ્યાવિના રેહેવાતું નથી!
માહાદેવ-તારૂં બોલવું સાંભળી મને આશ્ચર્ય લાગે છે, માટે હવે જલદી કહે-મારા ઘરની એરાને શી અનિતિ તમે દીઠી છે?
નારદ-તમેતો ભસ્મ લગાડીને જ્યાં ત્યાં ભટકતા ફરોછો ને ઘરમાં તમારા વિના તમારી સ્ત્રીએ સતાન ઉપજાવ્યાં છે તેમાં એક પુત્ર ને એક પુત્રી હું નજરે જોઇને આવ્યો છુ?
માહાદેવ-(મનમાં) નારદનું કેહેવું જુઠુ તો હોયજ નહીં એમ ધારીને શીઘ્ર પોતાના કૈલાશપર્વત ઉપર ગયા ઘરમાં પેસવા જાય છે, તેવામાં ગણપતી બારણા આગળ હાથમાં આયુદ્ધ લઇને ઉભો છે તેણે માહાદેવને રોકયા! ત્યારે માહાદેવ કહે તું કોણ છે?
ગણપતી-હું તારાજેવા લગોટાને જવાબ દેતો નથી! હમણાં વેગળો જા નહીતો માથું કાપી નાંખીશ!
માહાદેવ-અલ્યા વિચિત્ર રૂપવાળા તું મને નથી જાણતો વેગળો ખશ નહીતો હમણાં બાળીને ભસ્મ કરીનાંખીશ?!
ગણપતી-ગુસ્સે થઇને માહાદેવને મારવા જાય છે!
માહાદેવ-ખચિત્ત નારદે કહ્યું તેમજ છે! રાંડ ઘરમાં કુકર્મ કરે છે-તેથી બારણે ચેકી મુકી છે, માટે પે

હેલાંતો ચોકીના કરનારનેજ બરાબર કરૂ! એમં ધારીને ગણપતીનું માંથું ઉડાવી દીધુ, પછી ઘર માં જ્યાં પારવતી નાહાવા બેડી છે ત્યાં ગયા

પારવતી-તમારા જેવો નફટ! અને નીર્લજ! તે કોણ હશે? જે એકદમ વગર વિચારે અહીંયાં આવીને ઉભા રેહેતાં કાંઇ પણ શરમ આવતી નથી!

માહાદેવ=બેશરમ અને નિર્લજ તો તું પોતેજ છે! કે માહારા વિના પુત્ર અને પુત્રી નીપજાવી! આઠ લા દિવશ હું તને સતી જાણતો હતો પણ આજે તારૂં કુકર્મ મેં ખરેખરૂં જોયુ!!!

પારવતી-પેલી ભીલડીના મોહમાં પડીને, ભુલી ગયા કે શું? પોતેજ કહી ગયા હતા કે એક પુત્ર અને એક પુત્રી નીપજાવજે તે મુજબ મેં નીપજાવીને પૂત્રને બારણે ચોકી કરવા મુકયો છે; ને પુત્રીને માંહેલા ભાગમાં રાખી છે:-

માહાદેવ-હાય હાય માહા ભુંડુ થયું હવે કેમ કરૂં!!!

પારવતી-શું ભુંડુ થયું? હશે કાંઇ પારકી સ્ત્રીનીતો એ બ નથી જોઇ?

માહાદેવ=નાના એ સારૂતો નહી; પણ મેં તો તારા ત્રને મારી નાખ્યો, ને તે દખી પુત્રી નાશી ગઇ!

પારવતી=રોવા ને કુટવા માંડે છે ને અત્યંત વિલાપ કરેછે.

**લક્ષીતછંદ.**

અરર હાયરે, હવે હું શુ કરૂં,
પુત્ર વિયેગથી, દેહને તજું;

દરદ માહારૂં, કયાં જઈ કહું;
હવે હું એકલી, દુઃખડું સહું. ૧
મરણ માહારૂં, આજ આવીયું;
તન વિયોગથી, ભાન તે ગયું;
અરર કંથરે, દુઃખ આવડું;
તમે મુને દીધું, આગથી બળું. ૨
ખબર નોતીરે, પેહેલથી મુને;
દુખાણુ તો હવે, દઉ કર્મને;
વચન મુજને, આપીને ગયા;
દુખીત તો કરી, વેગળા રહ્યા. ૩
તન અતિબળે, સંતાન તેવિન;
નીરખુ કયાહરે, પુત્ર માહારા;
ઉદરનાં વેદન, કયાં જઈ કહું;
અરર પુત્રને, કયાં જઈ મળુ. ૪
અરર શંકરા, આતે શું કરૂં
હૃદય બેદાને, પાંજરૂં કર્યું;
જન્મ માહરો, અફળ તેં કર્યો;
પુત્ર માહરો, તુમે પરહરયો, ૫
રીપુ તમે થયા, માહર સહી;
ન જોઉં મુખડું, તાહરૂં અહીં;
તન વિયોગથી, અગનમાં બળું;
પુત્રની કને, જાઇને મળું. ૬
અરર શંકરા, નફટ તું થયો;
વિચાર કે વિવેક, તે ન કો લહ્યો;

કહ્યું કો દુષ્ટનુ, માની આવીયે;
વિશ્વાસ માહરો, ન મન લાવીયો.
સહસ કામથી. પુત્ર મારીયો;
શંકરો થઈ, દયા ન લાવીયો.

અરે શીવ તારા જેવો નિર્દય તે કોણ હશે! જે ણે પોતાના પુત્રનો વધ કરતાં વિચાર ન કીધો તે બીજાના પ્રાણ લેતાં કેમ ડરે, અરે તું દેવ થઇને આવી રીતે જીવોના વધ કરે તો તારા જે શીષ્ય તે પણ એવા પાપ કરતાં શીખે તેમાં શી નવાઈ; પોતાના પુત્રને મારે તે પરને કેમ જીવાડે! ઇત્યા દિક પારવતીનાં વચનો સાંભળીને:-

માહાદેવ-( કાલાવાલા કરીને ) તુ હવે રૂદન કરવુ મુકી દે! હું તારા પુત્રને સજીવન કરૂછું !! એમ કહી ને માહાદેવે એક હસ્તીનું માથુ કાપી મંગાવીને ગણપતીના ધડ ઉપર ચોઢી દીધું. પછી ગણપતી નું વીચીત્ર રૂપ થયુ, પેટ ઉંચુ, ને મસ્તક હાથી નું! શરીર મનુષ્યનું! અને ચાર હાથ એવુ સ્વ રૂપ બનાવ્યુ, તે જોઇને:—

પારવતી,-અરે શીવ આવું વિચીત્ર રૂપ જોઇને, લોકો માહારી મસ્કરી કરશે !!

માહાદેવ-આ સ્રષ્ટીમાં રૂપ કરતાં ગુણ વધે છે, માટે તારા પુત્રમાં હું એવો ગુણ મુકુ છુ કે, હરેક મંગળીક કામમા પેહેલીજ તેની પુજા થશે! અને વળી સર્વ કામમાં, પ્રથમ તેનુંજ સ્મર્ણ લોકો કરશે,

માહાદેવના એવા વચનો સાંભળીને પાર્વતી શાંતથઇ. પછી પોતાની પુત્રીને બોલવવા લાગી.

પાર્વતી-ઓખાં એ ઓખાં એમ ત્રણવાર સાદ કરીને બોલાવે છે.

ઓખાં-(પાર્વતીના સાદ સાંભળીને) માતાજી હું આવી

પાર્વતી-રાંડ તુ ક્યારની ક્યાં ગઇ હતી, ખરેખરૂ કહે ?

ઓખાં-માહાદેવજીએ મારા ભાઇનું માંથુ કાપી નાંખ્યું તે જોઇને બીહીતી થકી હું નાશી ગઇ !

પારવતી=મુરખ પુત્રી તે મને ખબર પણ કહી નહીં ને એકદમ નાશી ગઇ, માટે હું તને શ્રાપ દઉછું કે તારો જન્મ દાનવના કુળમાં થશે !!! અને તું માહા રોગીષ્ટ થઇશ.

ઓખાં=હે માતુશ્રી મુજ ગરીબ પુત્રી ઉપર આટલો બધો કોપ કરવો વ્યાજબી નથી; માટે ક્ષમા કરો.

પારવતી=મારૂ વચન કદી પણ મિથ્યા થવાનું નથી, તો પણ જા એટલું કેહુછુ કે તુ દાનવના કુળમાં અવતરીશ. પણ કોઇ ઉતમ પુરૂષ તને લઇ જશે ત્યાં તુ સુખી થઇશ !!

---

## પ્રવેશ ૫ મો.

( સ્થળ શોણીતપુર નગર. )

બાણાસુર, ચંડાળણી;

બાણાસુર=પ્રાતઃકાળમાં ઉઠીને મુખશુધ્ધી કરવા માટે પો

તાના મેહેલના ગોખ ઉપર બેઠા છે; તેને જોઇને ચંડાળણી=રાજાના મેહેલ આગળ વાશીદુ વાળેછે તેણી બાણાસુરને જોઇને આડું મોં કરી ઉભી રહી !

બાણાસુર=અલીચંડાળણી તેં મારા સામી પુઠ કેમ કીધી જે હોય તે ખરેખરૂ કહે, નહીં તો હમણાં જ તારૂં મસ્તક છેદાવીશ !!!

ચંડાળણી=માહારાજ મારોકે જીવાડો હું તો ખરેખરૂ કહુંછુ કે અપુત્રીયાને ગતી નથી, માટે તમે અપુત્રીઆ છો, તેથી તમારૂ મો જોવાથી પાપ લાગે ?!

બાણાસુર—ચંડાળણીનું કહેવું ખરૂ માનીને મનમાંવીચાર કરે છે, કે હવે હરેક ઉપાય કરીને, સંતાન નીપજાવવું જોઇએ, એમ ધારી માહાદેવજી પાસે સંતાન માગવા જાય છે:–

---

## અંક ૨ જો.

### પ્રવેશ ૬ ઠો.

( સ્થળ કૈલાશ પર્વત. )

માહાદેવજી, પારવતી, અને બાણાસુર.

બાણાસુર=( માહાદેવજીને ) હાથ જોડીને માહારાજ તમે બધુ તો આપ્યું પણ પુત્ર વીના મારો સઘળો જન્મ નિર્થક છે. માટે એક પુત્ર આપો નહી તો હુ અહીંયાજ માહારી દેહનો ત્યાગ કરીશ !

માહાદેવ=ગમે તેમ થાય, પણ તારા નશીબમાં પુત્ર ન થી માટે તું જે બીજુ માગે તે આપુ પણ પુત્રતો મળવાનો નથી!

બાણાસુર–માહારાજ મેં એવું શું પાપ કર્યું છે કેમ ને પુત્ર નહીં મળે?

માહાદેવ=પેહલા જન્મમાં તે પુત્રને સતાવેલો છે, તેમજ પારકા સંતાન દેખાને ખેદ થતો, માટે હાલ તને પુત્રની પ્રાપ્તી થવાની નથી. અને હજુ સાત ભવ તું વાંઝીયો રહીશ!!!

બાણાસુર=( માહાદેવનુ વચન સાંભળીને. ) છાતી અને માથુ કુટવા માંડે છે. તે દેખી પારવતીને દયા આવી ત્યારેઃ-

પારવતી—અરે બાણાસુર તું રૂદન કરીશ નહી-તારા નસીબમાં પુત્ર તો છેજ નહી, તોપણ તારી ઇચ્છા હોય તો, તને એક પુત્રી આપું.

બાણાસુર– વારૂ પુત્રી આપો, કે જેથી માહારૂં વાંઝીયા મેહણું તો ભાગશે.

પારવતી પાસેથી પુત્રી થયાનુ વરદાન લઇને બાણાસુર પોતાના નગરમાં પ્રવેશ કરે છે.

---

## પ્રવેશ ૭ મો.

(સ્થળ શોણીતપુર નગર)

બાણાસુર, અને તેની સ્ત્રી બાણુપતી, ઓખાં

ચીત્રગ્રેહા, કોભાંડ પ્રધાન, ગુરૂજી, વિગરે.

બાણાસુર પારવતીનું વર્દાન લઇને પોતાના નગરમાં આવ્યો તેજ દિવશથી તેની સ્ત્રી બાણમતીને ગર્ભ રહ્યો.

બાણમતી—(બાણાસુરને) સ્વામીજી મારા ઉદરને વિષે ગર્ભ રહ્યો છે, માટે હવે તમે જરા પણ ચીંતા કરશો નહીં! નવ માસ પુરા થએથી આપણને પુત્ર પેદા થશે!

બાણાસુર— પુત્ર થવાની વાત કોરે મુકવી.—પણ મને પારવતીએ પુત્રી આપી છે તેથી પુત્રીતો થશે.

બાણમતી— વારૂ પુત્રી થશે તોપણ આપણું વાંઝીયા મેણું ભાગશે!!

નવ માસ પુરા થયા પછી બાણમતીએ પુત્રી પ્રસવી, તેની વધામણી સાંભળી બાણાસુરઃ=

બાણાસુર- (શેવકોને) અરે! કોઇ હાજર છેકે.

શેવક- હાજર જીનાબ હાજર આપકા કયા હુકમહે.

બાણાસુર=રાણીને પુત્રી પ્રસવીહે, ઉસકી જન્મોત્રી કરણેકે બાસ્તે ગુરૂજીકુ બુલાવો.

શેવક—જાતાહું સાહેબ. (જાય છે)

શેવક ગુરૂજીને તેડીને આવે છે.

ગુરૂજી=(બાણાસુરને) અહો રાજન આજે મને શા માટે બોલાવ્યો છે.

બાણાસુર- આજે આપણા ઘરમાં પુત્રી પ્રસવી છે તેની જન્મોત્રી કરવી છે.

ગુરૂજી- (ટીપણું જોઇને) પુત્રીતો ભાગ્યશાળી છે, પણું તમારૂં તો નખોદ જવાનું છે.

બાણુાસુર- અટ્યા ભટા જરા સંભાળીને બોલ ! મારૂં નખોદ કોણ કાહાડનાર છે.

ગુરૂજી- રાજન, મારૂં કહેવું કદી પણ અન્યથા થવાનું નથી, મેતો જેવું નીમીત આવ્યું તેવુંજ કહ્યું છે. !!!

બાણાસુર—ત્યારે તમે કહો કે, કોનાથી મારો નાશ થશે?

ગુરૂજી=તમારી પુત્રીનો જે સ્વામી થશે તેનાથી તમારા શહસ્ત્ર હાથ છેદાશે! અને તમારો અહંકાર પણ તેજ ઉતારશે!

ગુરૂજી બોલે છે તેટલામાં આકાશથી પણ વાણી થઇ કે, હે બાણાસુર તારી પુત્રીનો જે ભરતાર થશે તેજ તારો ભાર ઉતારશે! ને તેનાથી તારો હંકાર ઉતરશે!

બાણાસુર- (મનમાં) દેવોનું કહેવું કદી ખોટું હોય નહી, માટે હવે પુત્રીને કુંવારી રાખવાનો ઉપાય કરૂ !!!

ગુરૂજીને વિદાય કરી પુત્રીનું નામ ઓખા પાપાડીને પોતે અપસોસ થઇને પ્રધાનને બોલાવેછે

પ્રધાન- માહારાજ! આજે આટલા બધા ઉદાશ કેમ થયા છો? આજતો હરખનો દિવશ છે-તથાપી હરખને સાટે શોક કેમ કરોછો?

બાણાસુર- આજે મેં ગુરૂજીને પુત્રીના જન્મઅક્ષર ક

રવાને બોલાવ્યા હતા. તેણે ટીપણું જોઇને કહ્યું કે, પુત્રીનો જે ભરથાર થશે તે તારા હજાર હાથ કાપી નાંખશે; અને આકાશથી દેવોએ પણ તેમ જ કહ્યું-માટે હવે કેમ કરવું હરેક રીતે મારો બચાવ કરવાનો ઉપાય કરવો જોઇએ. હમણાં હું ઘણો ઉદાશ થઇ ગયોછું !!!

પ્રધાન- તમે ચીંતા છોડી દ્યો હું તેનો ઉપાય કરૂં છુ?

બાણાસુર- દેવનું વચન મિથ્યા કેમ થશે, તે વિષે મને ઘણીજ ચીંતા રહે છે?

પ્રધાન- હે રાજન ચીંતા કરવાથી કાંઇ વળવાનું નથી ચીંતાથી ઉલટું દુઃખ વધે છે; માટે કાંઇ ઉદ્યમ કરવો જોઇએ-મારા મનમાં એક વિચાર ઉત્પન્ન થયો છે તે પ્રમાણે કરવાથી તમારો બચાવ થશે!

બાણાસુર- એવો શો ઉપાય તેં સોધી કાહાડયો છે તે મને કહે?

પ્રધાન- મારી પુત્રી ચીત્રલેહા છે, તેના બાળપનાં તો આપને પ્રથમથી ખબર છે, તેની પાસે આકાશે ઉડવા વિગરેની ઘણીજ વિદ્યા છે! તેને અને તમારી પુત્રી ઓખાને, આપણા નગરની બાહાર વનમાં એક મેહેલ બનાવી તેની આશપાશ ચોકી મુકી તેમાં બન્નેને રાખો, પછી તે કુંવારી રહેશે! જ્યારે આપણે પરણાવશું ત્યારે તેને ભરથાર મળશે! પણ આપણે તેઓને કુંવારીજ પેહેરામાં રાખીશુ! તો પછી આપણો શત્ર કોણ થનાર છે!

બાણાસુર- એ યુક્તી મને પણ બહુ સારી લાગે છે ! માટે તમે નગરનો બાહાર મેહેલ બનાવો, અને તેને ફક્ત એકજ દરવાજો રખાવજો.

પ્રધાન- બહુ સારૂ એમ કહી જાય છે:-

પ્રધાને દરબારમાં જઈને કડીયા સુતાર વિગેરે કારીગરો બોલાવી મેહેલ તૈયાર કરાવ્યો, પછી બાણાસુર પાસે આવીને તેની હકીકત કહી, મેહેલમાં ઓખા અને ચીત્રરેહા બંનેને મુકીને આશપાશ હજારો સેવકો હથીયારબંધ ચોકી રાખ્યા. તેઓ રાત અને દિવશ ઘણીજ ચોકશીથી પેહેરો ભરવા લાગ્યા, જેથી ફરી કોઈ ચકલી કે પોપટ વિગેરે પક્ષી પણ મેહેલમાં જવા પામે નહી-એમ કેટલાંક વર્ષ વિત્યા પછી ઓખાં અગીયાર વર્ષની થઈ, તેવારે ચીત્રલેહાને કેહેવા લાગી.

---

## પ્રવેશ ૮ મો

(સ્થળ ઓખાંનો મેહેલ)

ઓખાં, અને ચીત્રલેહા

ઓખાં= અહો! સખી ચીત્રલેહા ! હવે મારી ઉમર લાયક થઈ-અને મારો પીતા લગ્ન કરવાનીતો કાંઈ પણ વાત કરતાજ નથી ! માટે તું તેમને સમજાવીને કહે! જે તમારી પુત્રી વર વરવાને યોગ્ય થઈ છેમાટે-યોગ્ય વરની ખોળ કરીને તેને પરણાવો!

ચીત્રલેહા—તારો પીતા તને કદીપણ પરણાવનાર નથી!
આખાં=બાઇ એટલોબધો મારો શો અપરાધ છે!
ચીત્રલેહા= તારો જન્મ થતીવખત દેવતાઓએ આકાશ
થી એવી વાણી કરી હતી કે, જે આખાંનો પતી
થશે, તેજ બાણાસુરના હજાર હાથનો નાશ કરશે!
માટે તને કુવારી રાખવાને અહીંયાં મને પણ જો
ડે રાખી એકાંતમાં મુકી છે!
આખાં=અહો! શખી ચીત્રલેહા-મારા પીતાનો એવો
વિચાર થયો છે, ત્યારે હવે મારે કોનું શર્ણ કર
વું-હવેતો મારે તારોજ આધાર છે!!!
ચીત્રલેહા=બાઇ તું ધીરજ રાખ્ય, તે વિશે હું વિચાર
માંજ છું!
આખાં—મારાથી હવે રેહેવાય તેમ નથી-માટે તું કોઇ
પણ યોગ્ય વરને આંહીં લઇ આવ્ય?
ચીત્રલેહા— આપણે મોટાનાં છોરૂ થઇને એ કામ કરવું
યુક્ત નથી, તથાપી હમણાં ધીરજ રાખ્ય.
આખાં—તું કેહે છે તે ખરૂં છે. પણ મારાથી હવે રે
હેવાતું નથી! માટે કાંઇ ઉપાય જલદી કર?
ચીત્રલેહા=મારી પ્યારી સખી! તું આવડી ઉતાવળી
કેમ થાય છે, તારા કરતાં મારી ઉમર કાંઇક જા
સ્તી છે, તથાપી હું કુંવારી કેમ રહી શકું છું!
આખાં=પ્યારી ચીત્રલેહા! તું પોતાનો દાખલો આપે છે.
પણ તારા મનમાં કેમ થાય છે તે તું વિચારજે
આઓને યોવનમાં કામાગ્નીના તાપની વખતે શીતળ

રૂપી જળ તો પતીજ છે, માટે તે વીના મારૂં અં
ગ બળી રહ્યું છે!

ચીત્રરેહા=બાઇ તું વધારે કામાતુર થઇને મને સતાવીસ
તો પછી માહારાથી અહીંયાં રહી શકાશે નહી,
મારો પુરો વિશ્વાસ જાણી તારા પીતાએ મને આ
હીંયાં તારી પાસે રાખી છે, માટે મારાથી અકાર્ય
કરવા દેવાશે નહી તથાપી જો તુ ધીરત રાખોશતો
હું સર્વ કામ કરીશ!!

ઓખાં=અરે! મારો બાપ કેવો નિર્દય છે-અરે! મને આ
વી રીતે બંધીખાનામાં નાંખી, એટલુંજ નહી પ
ણ ભાગ્યહીણ કીધી-અરે! આ દુઃખ વેઠવા કર
તાં હે સખી મને મૃત્યુ ભલું છે એમ કહી જ
મીનપર પડે છે:-

ચીત્રલેહા- બાઇ તુ આટલી બધી અકળાઇને પોતાનો
પ્રાણ તજવા શા માટે ચાહ્ય છે-જો તારે વરની ઇ
ચ્છા જલદી હોય તો હું તને આકાશે ચાલવાની
વિદ્યા આપું છું, તે વડે તુ શીવની પાસે જઇને
વર માગી આવ્ય!!

ઓખાં ચીત્રરેહાંની આજ્ઞા લઇને તેની આપે
લી વિદ્યાના પ્રભાગથી માહાદેવજી પાસે વર માગ
વાને કૈલાશ પર્વત ઉપર ગઇ. ત્યાંથી પારવતીએ વ
ર્દાન આપ્યું એકનો એક વર તને ત્રણવાર પરણ
શે, ને એવા રીતે કે એકવાર સ્વપ્નામાં એકવાર
ગુપ્ત, અને એકવાર ખુલ્લી રીતે પરણશે, એવું વ

દાન લઇને ઓખાં પાછી માળીયામાં ચીત્રલેહાં પાસે આવી સર્વ હકીકત ચીત્રલેહાને કહી:-

---

## પ્રવેશ ૯ મો.

(સ્થળ ઓખાનો મેહેલ)

ચીત્રલેહા અને ઓખાં.

ઓખાં- આજે દ્વાદશીનો દીન છે, માટે ઉમીયાના કહ્યા મુજબ આજ મારો સ્વામી સ્વપ્નામાં આવીને મને પરણશે:-

ચીત્રલેહા સંધ્યાકાળ થયો છે માટે હવે તું નિંદ્રાવશ થા

ઓખાં- પલંગ પાથરે છે અને શણગાર સજી સજ્યા ઉપર બેસે છે, થોડીવાર પછી નીંદ્રાવશ થાય છે:-

સ્વપ્નામાં પ્રદ્યુમન રાજાનો કુંવર અનીરૂદ્ધ આવી ઓખાને પરણે છે! ઓખાં ભરનીંદ્રામાં હુલાસવંત થઇને તેની સાથે પરણીને હાસ્યવિનોદ કરે છે, તેવામાં ચીત્રલેહા જાગી ઉઠી, મનમાં વિચાર કરવા લાગી કે ઓખાં વર પામવાની આતુરતાએ, ઘેલી થઇ જસે એમ ધારીને:-

ચીત્રલેહા=(ઓખાના પલંગ પાસે જઇને) બાઇ તું આ શી આળપંપાળ કરે છે, તારે જે જોઇએ તે માગ્ય હું તારા મનોરથ પુર્ણ કરીશ.

ઓખાં=[જાગીને આમ તેમ જુવે છે તો સ્વપ્નામાં દીઠેલો ભરથાર; દેખાતો નથી ત્યારે ઘણોજ કેપ.

કરીને) ચીત્રલેહાને અરે! પાપણી-તેમને શા માટે જગાડી, અરે! તેં મને પુરી નીરાશ કરી-મારા સ્વપ્નાનો સ્વામી કયાં ગયો, અરે હવે હું, શુ કરૂં!!! અરે! હવે તે મને કયાંથી મળસે! ચીત્રલેહા તેં મારા રંગમાં ભંગ કરયો, માટે મારો ભરથાર મેળ નહીતો હું મારો પ્રાણ કાહાડી નાંખીશ!!!

ચીત્રલેહા— બાઇ તુ છેક ઘેલાપણું કરે છે તેતો સારૂ નહી, સ્વપ્ન માં દીઠેલી વસ્તુ તે કયાંથી ખરી હોય, તેમ છતાં તેં સ્વપ્નામાં કેવો અને કેનો રાજકુમાર વરયો છે તે મને કહેતો હું તેની તજવીજ કરી તને મેળવું!!

ઓખા અરે! હું એના રૂપની અને ગુણની શી તારીફ કરૂં! જયારે હું તેને સંપુર્ણ નીરખવા લાગી તેવામાં તે પાપણીએ મને જગાડી, અરે હાય હાય એ મારો હૈયાનો હાર કયાં ગયો.-એમ કહી રડવા લાગે છે!!!

## લલીત છંદ.

દરદ જાણજો નાથ માહરૂં,
તુજ વિના પિયુ વ્યાકુળી ફરૂં;
મરણ માહરૂં નાથ આવિયું;
તુજ વિયોગથી ભાનતો ગયું. ૧
અરર શ્યામ હો પ્રાણ જાય છે,
તપત કામથી દેહ થાય છે;

તરૂણી તું થકી વેગળી પડી;
અમિત શોકના સીંધુમાં અડી. ૩
અહહ. કાંતરે દુઃખ આવડું;
કરમ યોગથી આવી સાંપડ્યું,
ખબર નોતિરે પેહલથી મુને;
ક્ષુધાણુ તો હવે રદ કર્યુંને.
પુરણ પ્રેમતો દાખવી ગયા,
દુઃખિત તો કરી વેગળે રહ્યા;
તન અતી બળે નાથ તું વિના,
નિરખુ ક્યાંહરે રંગના ભિના. ૪
તનની વેદના ક્યાં જઇ કહું,
અરર નાવલા ક્યાં જઇ રહું;
શરદ પુનમી ચંદ્ર દેખતાં,
દિલ દુઃખો સહુ થાયછે છતાં. ૫
શિતળ કિર્ણ તો ઉશ્ન લાગિયાં,
સ્મર શરો થઇ તીવ્ર વાગિયાં.
હૃદય ભેદીને પારતો ગયાં,
જગ સુખો સુહુ નાથ વિસરયાં. ૬
ધરાણીમા હળી કાંત કામની,
પ્રરૂણી તાપથી દગ્ધ ભામની;
પતી વિયોગણી વ્યાકુળી થઇ,
ગગનમાં વસ્યો સીઃને જઇ. ૭
તુજ ઉદે થતાં કામ ફાલિયો.
ઝડપ જોરડો આવી આલિયો;

અમિનિધી અરે હોત જો નહીં;
અલખ પીડતો ભાગ તે સહી. ८
અવની ઓળવે જો ગળ્યો હતે,
શિવક પાળી તું ક્યાંથી ઉગતે;
હર રાખે હવે શું તને કહું;
ધરણ આળનું શીર છેદીયું. ૯
નીકર માહરી પીડ જાતરે,
અરધ એ ચીતો સઘ થાતરે;
વળી વિષેશ તો હીમ વીતતાં,
શીવ રૂપુ તણો સ્નેહ બેસતાં. १०
પવન મંદને શીતળો વહે,
અધીક તે થકી વાધી છે વ્રે;
શુક શિખી અને કોકીલા વદે,
દુઃખડું થાય છે સુણીને હદે. ११
જડપતાં જડો સર્વ સીંચતી,
અગર કાન્તિથી પુર્ણ દીપનો;
જળનિધી તણું વારી વાધતું;
હરણ જુથકું શબ્દ સાધતુ. १२
કનક વેલ.યો ધર્ણુ તો ઢગી,
નીજ પતી પદે લાગીઓ લગી;
સરવ દેખીને ક્ષોભ થાય છે,
જીવનના જતાં સ્ર્વલહ્યા છે. १३
હ.ઘડી સ્મરૂં પ્રીત તાહરી,
રટન થાય છે સ્નેહ સાંભરી;

દ્રગ સમીપતો કાન્તિ તાહરી;
નીરખી નાથભ્રાંત વીસરી. ૧૪
અલ્પ વીનતી નારીએ ભણી,
રમણ ધામમાં માનજો ધણી;
સપત માહરા સત્ય માનજો,
દીલ વીશે દયા નાથ આણજો. ૧૫
હવે તુમે અહીં આવશો નહી,
જરૂરપીડતો પાડશું અહીં;
ઘડી ઘડી ઓખાં નાથ સાંભરે,
મુખ થકી પ્રભુ એમ ઉચરે, ૧૬

---

ચીત્રલેહ=અહો સખી તું સ્વપ્નામાં દીઠેલા ભરથાર ઉપર આટલી બધી આશક્ત થઇને આવી રીતે કામને વશ થાય છે તે યુક્ત નથી. સ્વપ્નના ભરથાર તે શી રીતે મળશે?

ઓખાં=એ સ્વપ્નું કાંઇ સ્વપ્ન જેવું નથી, પણ ખરેખર જેવું છે!

ચીત્રલેહા—તારૂં કેહેવું કહી સત્યમાનું તોપણ તેના ઠામ ઠેકાણા વીના તને શીરીતે મેળવું તુ કહેતો તમામ રાજકુંવરોની તસબીરો કાહાડી તને બતાવું તેમાંથી જે તને સ્વપ્નમાં પરણ્યા હોય તે બતાવ્ય પછી હું તેને મેળવવાની યુક્તી કરૂં.

ઓખાં=ત્યારે તું આખી પ્રથ્વીના રાજ્યકુમારોની તસબીરો ચીત્રીને મને બતાવ્ય!

ચીત્રલેહા હાથમાં કાગળ અને રંગના પ્યાલા લઇને કલમવતે તમામ રાજ્યકુંવરોની તસબીરો ચીત્રીને ઓખાને બતાવે છે તેમાંના કોઇને પસંદ નહીં કરતાં જ્યારે પ્રદ્યુમન રાજાના કુંવર અનીરૂદ્ધની તસબીર બતાવી ત્યારે તેજવખત તે તસબીર ચીત્રલેહાના હાથમાંથી ઝડપ મારી લઇને ઓખા તેને છાતી શરશી ચાંપવા લાગી!

ઓખા=અનીરૂધની તસબીર હાથમાં લઇને અહોનાથ, અહો! મારા પ્રાણપતી; તું મને સ્વપ્નામાં પરણીને એકાએક મેલીને ચાલતો થયો, હવે હું એકલી શીરીતે રહીશ, અરે! હવે હું કયાં આવીમળું! અને તારી ખબર પણ કયાંથી પામું !!!

## હોરી

નાણદી નાથે સંદેસો ન કાવ્યો, સંદેસો ન કાવ્યો;
સંદેશો ન કાવ્યો, ન પત્ર પઠાવ્યો, પ્રેમ તે ઉરમાંન લાવ્યો હેરી
શું જાણું કોઇ શોકે પીયુને, પરદેશે તો ભમાવ્યો;
કે હું થી સ્નેહ તોડાવ્યો. નાણદી નાથે. 1
શોક સમુદ્રજ મનમાં ઉલટયો. હેઠે ન પાછો હઠાવ્યો. હેરી
જેવો કુપ તણો વળી છાંયો, કુવાની માંહ્ય સમાવ્યો.
ન આવ્યો સાસુ જાયો, નાણદી નાથે. 2
વડ તાણી લામી તનમાં વેદના; મદનેજ મારો ચલાવ્યો હેરી
વળી વીશેશ વસંત રૂતુમાં, અનંગ અમેપર ફાવ્યો.
જીવડલો મારો સતાવ્યો. નાણદી નાથે; 3
પાછલી રાતનું સ્વપનુંજ આવ્યું પત્ર પીયુએ પઠાવ્યો, હેર

વાંચી જોતાં મન શાન્તીજ પામી, જાગવાં જુઠો જણાયો.
મનુ માણુ અતી અકળાયો, નણદી નાથે સદૈશો ન કાવ્યો.

## હોરી.

આવ્યો વસંત ન આવ્યો વીહારી, ન આવ્યો વીહારી.
વાયદો કરી ગયા છે પ્રીતમ. પાછી તે નહીં સંભાળી. હેરી
દખી દંપતી હોરી ખેલતા, કાળજુ વ્યાકુળ ભારી.
ઘાવ લાગે છે કારી, આવ્યો વસંત. ૧
પંથ નીહાળીને બેઠીછું પ્રીતમ, લાગીછે લગની તમારીહેર
ચેન પડે નહીં તુજ વીયોગે; આશાછે મનમાં અપારી,
રહી રૂપ અંતરધારી, આવ્યો વસંત. ૨
પંથી આવે તેને ધઇને પુછું, સંદેશો વારં વારી; [illegible]
ઉત્તર તેનો શ્રવણે સાંભળતાં, બેસુછુ છેવટ હારી;
રાખું હું મનડુ મારી, આવ્યો વસંત. ૩
અજંપો અલબેલા થાય છે, જાગુછુ હું રેન સારી. હેરી
આવશો હમણાં એવું જાણીને, મીટન મારૂં લગારી.
મનુ રાખુજ શમારી આવ્યો. વસંત ન આવ્યો.

## લાવણી

રેઓ મારા કાન્ત, કરી મુને શાન્ત સુખ બહુ આપો.
મુજ વીયોગણીનાં દુઃખ, સ્વામીજી કાપો. રેઓ મારાં
વળજોજી વેહેલા ઘેર, કરીને મેહેર; પીવુજી પીયારા.
ધરશોમાં દીલની માંહી, દાસ કાંઇ મારા. રેઓ. ૧
મારૂં જોબનીયુ ભરપુર, થઇને કૃર; મારતો દે છે.
મારૂં કાળજડુ શેકાઇ દુઃખી બહુ રેહે છે.
તુજ વીણુ મારાનાથ, નથી કાંઇકાથ. અંગની માંહી

આંખી તો લાગે દીશ જોઉછુ જ્યાંહી. રેઓ મારા ૨
કંમ્પે મારી કાય, અરરર હાય કામના તાપે;
આ પાપી માહા દુ:ખ દેણ, મદન સંતાપે.
ગરજે અતીશે ઘનગોર, વદે મુખ મોર. બપૈયા બોલે.
કરી પીયુ પીયુ પોકાર. કળેજુ ફોલે. રેઓ મારા. ૩
સાંભળતાં તેના વેણ, માહાદુ:ખ દેણ, કંય વાણ લાગે
હૃદયે તો મધુરા બોલ. તીવ્ર શર વાગે.
શીતળ વહે છે પવન. સુગંધી મંદ; તેહને જોઇ.
તુજ વીયોગથી હો નાથ મરૂંછું રોઇ. રેઓ મારા. ૪
પેખીને સુની સેજ, વાધીછે ફ્રેહેજ. અતીશ અંગે.
મારૂં મન વ્યાકુળ બહુ થાય સુવા તુજ સંગે.
લાગ્યો મદન તણો તો જ્વર, વધ્યોછે દ્દર, વ્યાપી
ગયો તનમાં
લાગે છે સહુ સણગાર, દુ:ખદાઇ મનમાં રેઓ. ૫
ભાવે નહીં ભોજ પાન, વીસરી સાંન, જાત માનવનુ.
પ્રભુ આવી મળ્યું આ પાપજ પેલા ભવનું.
મેં જાણ્યું નહીં મનમાંઇ, પકડતાં બાઇ, દુ:ખઆંકાંઇ
મુકીને જાશો, મને ભરજોબનની માંહી. પ્રભુ દુ:ખ
થાશે. રેઓ મારા કાંત ૬
ચીત્રલેહા—બાઇ આતે તું શું પાખંડ લઇ બેઠી છું, મારા
હાથમાંથી જે તસબીરતેંલીધી છે તે કાંઇ જેવા તે
વા રાજકુમારની નથી. એતો શ્રી કૃશ્નભગવાનના
રાજકુમારની છે, માટે એ વર તને મળવો ઘણો
જ કઠણ છે !!

ઓખા=અહા સખી ચીત્રલેહા તારા સંગાથે મારી પ્રીતી અત્યંત છે તેમજ તારી પ્રીતી મારા ઉપર તેથાં પણ વીશેષ છે, મારા દુઃખની ભાગનાર તુજ છે, હવે તને હું કરગરીને કહુછું કે મને હરેક રીતે એ વર મેળવી આપ. નહોતો ખચીત હું મારા પ્રાણ તજીશ, મારો મનોર્થ પુરણ કરવાથી હું તારો મોટો આભાર માનીશ.

ઠુમરી

પ્રીતમ જલદીસે લાવ્ય, પ્રીતમ જલદીસે લાવ્ય.
બેની મોરીરે, પ્રીતમ જલદીસે લાવ્ય. ટેક ૧
દેખી ચીત્રપટ બેની, દેખી ચીત્રપટ.
મારૂ મન અકળાય.
કામ બાણુ વાગે બેનીઃ કામ બાણુ વાગે.
મારા હ્રદય મોઝાર. પ્રીતમ. ૨
નથીરે રેહેવાતુ બેહેની, નથીરે રેહેવાતુ;
મને ઘડી એક વાર,
વીરહની દાઝ બેની, વીરહની દાઝ.
વ્યાપી અંગ મોઝાર. પ્રીતમ. ૩

ચીત્રલેહા=મારી પ્યારી સખી તુ હવે ધીરત રાખ્ય તારા પતીનો મને પત્તો લાગ્યો છે; તો હવે હું તને થોડા વખતમાં મેળવી આપીશ. તુ બાણાસુર રાજાની પુત્રી થઇને, સાધરણ સ્ત્રીઓની પેઠે અત્યંત કામાતુર થવું તને યોગ્ય નથી; હમણાં તારા મનને શાંત કર, હું તારા પતીને અહીયા લાવવાનો ઉ

પાય કરૂં છું.

ઓખા=અહો સખી, હું તને વધારે શું કહું, હવે મારા અંગો અંગમાં કામદેવ વ્યાપી ગયો છે, ગ્રીષ્મ ઋતુમાં મેહેનત કરેલા માણસની પેઠે મારૂં અંગ પરસેવાથી ભીંજાઇ રહ્યું છે. લોહની શીખાને અગ્નીથી તપાવે, તેની પેઠે પગથી તે માથા સુધી મારૂં અંગ તપી રહ્યું છે અતીશે ટાહાડ પડવાથી જેમ રોમ ઉંચા થાય છે, તેની પેઠે મારા રોમ ઉંચા થઇ રહ્યા છે, અહો સખી હમણાં એ કામદેવ વીના મારૂં રક્ષણ કરવાને કોઇ પણ સમર્થ નથી; માટે જેમ બને તેમ મારો પ્રાણપતી મનેજ સહી મેળવ, જેના મળવાથી. મારી કામાગ્નીની ઝાળ બુઝાશે, નહીં તો હવે મારા પ્રાણ ખચીત જશે.

ચીત્રલેહા—બાઇ તું સમતા રાખીને રેહે, હું દ્વારકાં નગરીમાં જઇને તારા ભરતારને લઇ આવું છું! કદાપી મને વારતો થશે, કારણ કે શ્રી કૃષ્ણ ભગવાનના ઘરમાં ચોરી કરવી છે! એ કામ કાંઇ જેવું તેવું નથી, માટે જરા વાર પણ થશે, હવે તું નીંદ્રાવશ થા હું જાઉછું એમ કહી આકાશ માર્ગે ઉડીને દ્વારકાં નગરી તરફ અનીરૂધને લેવા જાય છે.

## પ્રવેશ ૧૦ મો

(સ્થળ દ્વારીકાં નગરી)
ચીત્રલેહા, નારદ અને સુદર્શનચક્ર.

ચીત્રલેહા = દ્વારીકાં નગરીની ભાગોળે જઇને મનમાં) શ્રી કૃશ્નના ઘરમાં જઇને આનીરૂધને લાવવો છે એ એ કામ કાંઇ જેવું તેવું નથી, વળી વીદ્યાની પણ જરૂર પડશે, માટે એ કામમાં કોઇ મોટાં પુરૂની મદદ જોઇએ, માટે આ વખત નારદમુની મળે તો બધું કામ શીદ્ધ થાય. એવો વિચાર કરે છે એટલામાં:-

નારદ—(ફરતાં ફરતા જયાં ચીત્રલેહા વીચાર કરે છે ત્યાં આવીને) અરે બાળ કુમારી, આ વખત મધ્ય નીશા સમે તું એકલી અહીંયાં કેમ આવીછુ?

ચીત્રલેહા—માહારાજ મારા મનમાં જેવી ઇચ્છા થઇ તે વીજ આ સમે મારી ઇચ્છા પુરણ થઇ, મેં હમણાંજ આપને સંભારચા છે, તેટલામાં પુન્ય યોગે આપ તુરત આવી મળ્યા, તેથી હું મારૂં કામ સીદ્ધ થયું એમ નકી સમજુછું.

નારદ- એવું તારૂં શું કામ છે?

ચીત્રલેહા = બાણાસુરની કુમરી ઓખાએ સ્વપ્નમાં આ અનીરૂધની સાથે લગ્ન કર્યું છે, તેથી તે બઇ હવે અનીરૂધ વીના પોતાનો દેહ તજવાને તૈયાર થઇ છે, માટે હું તેનું દુ:ખ ભાગવા માટે અહીં

થા અનીરૂધ્ધને લેવા આવી છું! પણ ભગવાનના ઘરમાં હજારો ચોકીપેરાની વચેથી પુરૂષની ચોરી કરવી, તે વાત કાંઇ જેવીતેવી નથી માટે આપની મદદ માટે તમને ધ્યાન કીધા છે-માટે હવે મારૂં કામ સીધ્ધ થાય તેમ કરો!

નારદ=(મનમાં) મજાતો ઠીક પડશે, ચીત્રલેહા અનીરૂધને લઇ જસે તેથી મોટું યુદ્ધ થશે, વળી મહાદેવ અને કૃષ્નને સામ સામો યુદ્ધ થસે, માટે જોવાની તો મજા પડવાની! એમ ધારી) પ્રગટ એ કામ કાંઇ મુશ્કેલ નથી, હું તને તામશી વીધ્યા આપું છું તે નગર ઉપર મુકજે એટલે બધું ગામ નીદ્રાવશ થસે, પછી તું તારૂ કામ નીરભય પણાથી કરજે !

ચીત્રલેહા= નગરના દરવાજા પાસે જઇને તામશી વીધા મુકી એટલે સર્વ લોક નીદ્રા વશ થયા, મધરાતને સમે શ્રી કૃષ્નના મેહેલમાં જ્યાં અનીરૂધ્ધ સુતો છે ત્યાં ગઇ ( એવામાં ]

ચક્ર=ફરતુ ફરતુ, નગરના મધ્ય ભાગમાં આવે છે, તેવામાં ( નારદને જોઇને ) નારદમુની નમો નારાણ.

નારદ=(મનમં) પેલી સ્ત્રી અનીરૂધ્ધને લેવા ગઇ છે તેને આ ચક્ર નડયા વીના રેહશે નહીં માટે થોડી વાર એને વાતો કરવા બેસાડુ એટલામાં ચીત્રલેહા પોતાનું કામ સાધી જશે, એમધારી ( ચક્રને) કેમ ફરમ ણું શ્રી કૃષ્ણ મને સંભાળે છે કે ભુલા ગયા

ચક્ર—આપને શ્રીકૃષ્ણ સંભારે એમાં કાંઈ નવાઈની વાત નથી આપના જેવા પવીત્ર મનવાળા મહા મુનીને કોણ ન સંભારે, પરંતુ આજ મારૂં ભાગ્યતો ઉદય થયું કે, ઘણે દાહાડે આપનાં દરશન થયાં, "ઈત્યાદિક વાતો કરે છે"

ચીત્રલેખા—અનીરૂધને હીંચોળા ઉપર સુતેલો જોઈને આ વખતે આને જગાડવાથીતો ફાયદો થનાર નથી, કદાપી જાગી ઉઠે તો મારૂં કાટલું કરયા વિના રેહે નહી-એમ ધારી તામસી વિદ્યા વધારે મુકીને હીંચોળા સહિત અનીરૂધને ઉંઘતો પોતાને માથે હીંચોળો લેઈને ચકલી થઈ તને આકાશ માર્ગે જતાં નારદમુનીએ દીઠી.

નારદ=(મનમાં) જે કામ મેં ધાર્યું હતું તેતો શીઘ્ર થયું) પ્રગટ (ચક્રને) હુનગુરૂ તને ચકલાવાર થઈ માટે નગરમાં કાંઈ નવ જુની થશે તો તને ડાઘો મળશે-માટે તારા કાન ઉપર જાગતી હું તને કોઈ વખત મળીશ, ને હું પણ જાઉંછુ. (બને જુદા પડે છે.)

ચીત્રલેખા અનીરૂધને હીંચોળા સહીત નીંદ્રવશ થએલાને, લઈ આવી ઓખાંના મેહેલમાં મુકે છે.

---

## પ્રવેશ ૧૧ મો.

(સ્થળ ઓખાનો મેહેલ)

ઓખા, ચીત્રલેખા, અને અનીરૂધ.

ઓખા- અનીરૂધને હીંચોળામાં સુતેલા જોઇને ઘણુંજ હર્ષ પામીને:

મોહોલે પધારો માહારાજ માણીગર મોહોલે પધારો એરાગ

સાખી.

જલદી ઉઠો મારા નાથ, અનીરૂધ જલદીરે ઉઠો;
સામા આવી ભીડો મને બાથ, અનીરૂધ જલદીરે ઉઠો.

સાખો.

સ્વપ્ને આવી સેજમાં, પરણ્યા મારા નાથ;
જુગજીવન હેતે કરી, તમે ઝાલ્યોતો મારો હાથ. અ.
તે દીવસથી નાથજી, તજી હું અનને પાન;
સંજોગ તારામાં ફસી, બીજું ભુલી સઘળું ભાન. અ.
સ્વામી ઉઠો સેજથી, દયો આલીંગન આપ;
આગન ઝાળ ઠંડી કરો, જેથી સમશે મારો તાપ, અ.
નથી રેહેવાતું નાથજી, મદન કરે બહુ વ્યાપ;
અધરામૃત ઉંડો કરો. તુમે નાથજી મારી સાથ. અ.
હોંશ હતી હૈડા વિષે, તે થઇ પુરી આજ;
ઉઠોને અલબેલડા, તુમે પુરોને મારી આશ. અ.

ઓખાં=અનીરૂધના હીંચોળા પાસે જઇને તેને જગાડવા જાય છે:-

ચીત્રરેહા=તારા જેવી કામાતુર સ્ત્રીઓ જગતમાં થોડી જ હોય છે! હમણાં પાઘડી વારતો થઇ નથી, હજી સૂર્ય પણ પ્રગટ થયો નથી તેમ છતાં તું એને જ

ગાડવા જાય છે, તે કદાપી જાગીને કોપશે તો તારૂ ને મારૂં બંનેનું મસ્તક કાપી નાંખશે, પછી બાથ ભીડવાનું અને આલીંગન સઘળું ભુલી જઇશ ! માટે હમણાં વેગળી રહે.

ઓખાં =સખી ચીત્રલેહા ! તને હજુ સ્ત્રીઓના ચરીત્રની કાંઇ ખબર નથી ! તું કહેતો એક પલકમાં જ ગાડીને વશ કરી લઉ !

ચીત્રલેહા—એવી તારામાં શી કળા છે? કે એક પલકમાં આવા માહા બળવાન રાજ્ય કુવરને વશ કરે છે.

ઓખાં– અહો! સખી તુ ભોળી છે! હજુ કાંઇ સમજતી નથી! સ્ત્રીઓની પાસેતો એવી વિદ્યા અને ચાતુરી તથા અંગોપાંગ છે કે જેથી પુરૂષ તુર્ત વશ થાય છે!

ચીત્રલેહા=હું તે વાત માનતી નથી–તેમ છતાં તું મને બતાવ્ય કે, પુરૂષ શાથી વશ થાય છે?

ઓખાં–સ્ત્રીઓના હાવભાવ રૂપી કમાન અને નેત્રના કટાક્ષ રૂપી બાણે કરી સ્ત્રી પુરૂષને વેધી લે છે! તે તેથી પુરૂષ કંગાલ થઇને સ્ત્રીઓના પાસમાં ફસાય છે.

ચીત્રલેહા=શુ તું નથી જાણતી–દ્રઢ મનવાળા પુરૂશો અપ્સરાના હાવ ભાવથી પણ જરા લોભાતા નથી તો અત્યુ લોકની સ્ત્રીઓને કેમ ગણે !

ઓખાં=અરે ! સખી ચીત્રલેહા–કમળને લજાવે એવી આંખ્યે:–અને તેના ખીકુણામાંથી જોવુ તે કટાક્ષ, ચંદ્રની કાંતી જેવું મુખ, સેષ નાગની ફેણ જેવા કુ

ળા કેશ, હસ્તીના કુંભસ્થળને લજાવે એવા મોટા નીતંબ (કેડની પાછલો ભાગ), ચક્રના જેવા સ્તન, તે જેના, અને મધુર સ્વરથી બોલવું, (ગાણી કા ઢવી) એવી સ્ત્રીઓના વશમાં પુરૂષો સેજ ફસાઇ જાય છે તો મોહ પણ જેના સુરૂપવાનને દેખીને અ નીરૂધ કેમ મોહ નહીં પામે.

ચીત્રલેહ=મોગી સખી! તને ખબરજ નથી! જેઓ સાધુ પુરૂષના જેવા વજ્ર કછોટાવાળા પુરૂષ છે તેઓ સ્ત્રીના સર્વ અવયવ વિષ્ટા તુલ્ય સમજે છે. અને તેને દ્રષ્ટીથી જોવામાં પાપ ગણે છે, આ અ નીરૂધ શ્રી કૃષ્ણ ભગવાનના દીકરાનો દીકરો છે તે કોઇ લંપટ પુરૂષ જેવો નથી.

ઓખાં—મુખ થકી હસવું, મધુર સ્વરથી ગાવું, મંદ મંદ હસ્તીની ગતીથી ચાલવું, વળી પ્રસન્ન છે મુ ખ તે જેનું, અને સ્ત્રિના હોઠનો રંગ, તથા પરવા ળાંને લજાવે તેવો રંગ; શુક (પોપટની) ચંચ તુ લ્ય છે નાક તે જેનુ, વળી હીરાના કટકા સદ્રશ દાંતની બત્રીસી, તથા પોયણવેલ છે પેટ અને ના ભી કમળ તે જેનુ, ઘણું શું કહુ! સખી જેની બે જાંઘા તો કેળના સ્થંભને લજાવે-એવી પદ્મણી ના પાસમાં કીયા પુરૂષ ફસ્યા વિના રહે.

ચીત્રલેહા=મોહના વશમાં પડી તું કામાંધ થઇ છે, તે થી એક તરફજ તારૂં મન દોડી રહ્યું છે, અહો! મારી ભોળી સખી! જેઓ સાક્ષાત અપ્સરાથી પ

ણ અધીક એવી હજારો સ્ત્રીઓના ભેગ વીલાસને ત્યજીને ફકત સંન્યાસ ધારણ કરી જંગલમાં ફળ પત્ર અને ભીક્ષીત અન્નનું ભક્ષણ કરી રહે છે. એવા માહાત્મા પુરૂશો આ જંગતમાં સ્ત્રીઓને તો એક પાપની પેટી તુલ્ય જાણે છે; વળી સંસારમાં રહેલા પુરૂશો પણ કેટલાક એવા ભાગ્યશાળી હોય છે કે, સ્ત્રીઓના વીલાસને માહા રોગ કરીને જાણે છે.

ઓખાં—તુ કેવળ મુઢ સ્ત્રી જણાય છે. જ્યારે સ્ત્રી પોતાના સોળ શણગાર સજીને મદ મદ ગતીથી ચાલતી થકી-રાજય હંશને લજાવનારી એવી પ્રેમદાના કટાક્ષરૂપી બાણે કરી કંઇકો પુરૂશો વીંધાઇ ગયા છે, તો આ અનીરૂધનું શું ગજું છે—ચાલ તું વેગળી હું એને જગાડુ છુ! એમ કહી અનીરૂધના ઢોલીઆ પાસે જઇને હળવે રહી નીચે બેશી તેના પગ ચાંપવા લાગી.

અનીરૂધ=જાગીને આમ તેમ આળસ મરડીને) આહ! આતે સાચુ કે સ્વપ્નુ—વીચાર કરીને, આંહીંઆં મને કોણ ઉપાડી લાવ્યું, આમ તેમ જોઇ ઓખાને ચીત્રલેખાને દેખીને:—

અબ માનુગા સામાનુગી કભી કભી બાત તેરી એસગ
ઇન્દ્ર કોણ ઉઠાકે લીયાકે મુજકુ,
ઓરત જાતને ફરેબ ફસાયા મુજકુ;
અબ તુ બાત સચી કહેદે મેરકુ સચી,
ઇસતરેસે ફસાકે મ કરી બાત અછી;

તુંહે કોણ કીસ તરેસે લાઇ હ્યાં મુજે,
સચી કહે નીતો, અબ કરૂ જફા તુજે.

ચીત્રલેહા.

અબ ન કરો ગુસ્સા હપે સુણો બાત મેરી;
મુજ સખીકે દીલપે લગી આશનાઇ તેરી;
ઇસ ખાતર મે ઉઠાકે લાઇહું તુજકુ,
તુમ દોનુકી ખાતર ઓર કાંસી નહી મુજકુ.
તુમે આયકે સ્વપ્નેમેં ઝટ લગન કીયા;
ઇનને હાથ પકડકે તુજે દીલદાર કીયા.
ઇસ દીનુસે તેરા ધ્યાનકી લગીહે ઝરી,
તુજે નીંદસે જગાનેકું આઇ એ ખડી
અબ કરોજી પ્યારી આપકી અર્ધંગ ઉસે,
ઇનને પ્રાણપતી, પેહેલસે કીયા હે તુજે.

અનીરૂધ—અહો જગતમાં સ્ત્રીઓનુ નામ અબળા કહે વાય છે તે કેવળ ખોટું છે જેઓ સબળાને પણ્ણ મજાવનારી, તેમજ ઠગનારી; એવી સબળી નુ નામ અબળા તે ખોટુજ છે, અહા! કયાં મારા દ્વારીકાં, અને કયાં મારૂ રાજ સ્થાન, કયાં મારૂ ભુવંન એક ઘડીમાં મને નિદ્રાવશ થએલાને, હીંચોળા સહીત ચોરથી પણ ન લેવાય તે કરતાં વધારે માક્રમ કરીને મને અહીંયાં ઠાવી ઉઠાવી અતે કેવી આશ્ચર્યની વાત છે

ચીત્રલેહાં= હવે કાંઇ પણ વીચાર કીધાં વીના તમે ઓખાની સાથે લગન કરો? નહીંતો હે રાજ્યકુમા

૨ એ સ્ત્રી પોતાનો દેહ તજશે.

અનીરૂધ્ધ—તાહારૂં કેહેવું કદી પણ માન્ય કરનારો નથી હું શ્રી કૃશ્ન ભગવાનના વંશમાં પેદા થએલો છું તેમ છતાં અસુર નંદની કુમારી સાથે લગન કેમ કરૂં—એ કન્યા મારે લાયક નથી.

ચીત્રલેહા—તમારા વડાઉઆના કુળ કરતાં એના બાપનુ કુળ ઘણું સારૂં છે! માટે છાના માના બોલ્યા વિના લગન કરો! નહીતો તમારી વંશાવળી વાંચવી પડશે!

અનીરૂધ્ધ—અરે! મુર્ખ સ્ત્રી તું જરા સંભાળીને બોલ! મારા કુળની બરાબર આખી પ્રથ્વીમાં કોઇ કુળ ઉતમ નથી, અને અસુરનું કુળતો ધીઃકારવા લાયક છેઃ—

ચીત્રલેહા—તમારૂં બોલવું ઘણું અભીમાન ભરેલું થાય છે! ત્યારે હું તમને કહું તે સાંભળો પછી તમારો અભીમાન ગળશે!

પ્રથમ તમારા વડાઉઆ શ્રીકૃશ્ન પોતે ગોવાળામાં ગાયો ચારીને પેટ ભરેલું છે! તેવાર પછી રૂક્ષ્મણીનું હરણ કીધું! રીંછડીની સાથે મોહ પામીને હરણ કીધું! લોકોનાં દહીં માંખણ ચોરી ખાધાં! પારકી સ્ત્રીઓને અધર ઉડાવી લઇ જઇને તેમની સાથે લીલા કીધી! એવા છીનાળવાના કુળમાં પેદા થએલા છતાં આટલો બધો ગર્વ કરવો તને ઘટતો નથી! અને આખાં તો ઉમીયાના અં

ગથી પેંદા થઇ છે અને માહાદેવની પુત્રી છે!

અનીરૂધ=(કોપ કરીને) અરે! ક્યાં ગઇ મારી ગદા! આમ તેમ જુવે છે–ગદા ખોળે છે–ગદા હાથમાં આવતી નથી–અરે! દુષ્ટા તુ મારા કુળને ખોડ દેનારી–હમણાં તમારાં બનેનાં મસ્તક જુદાં કરૂં છું,

માહાદેવ તે કોણ છે–મારા વડાઉવા કરતાં વધારે નીરમળ છે કે શુ? જે મસાણમાં રખડતો ફરે છે! વળી એક ભીલડીનાં સાથે આશક્ત થઇને તેની પુઠે ભમ્યા કરે છે! ગળામાં સરપ રાખી લંગોટો વાળીને રખડી ખાનારે–એવો તારો માહાદેવ તે કોણ ગણતીમાં છે! વળી નાલેજ તો એજ છે કે લોકોની પાસે લીંગ અને જોનાં અશુચીની પ્રજા કરાવે છે!!! આસ વેગળી હું કદી તેની સાથે લગન કરવાનો નથી!

ઓખાં=(મનમાં) ચીત્રલેહામાં કાંઇ અક્કલ નથી જેની સાથે આપણા પ્રાણ બંધાયો તેની સાથે મેણાં ટુણાં દેતાં તેથી ઉલટો કોપે ભરાય, માટે હું પોતે મારા પ્રાણપતીને સમજાવું–એમ વિચારી પ્રગટ. ચીત્રલેહા તુ હમણાં જરા વેગળીજા, હું મારા પ્રાણપતીને રાજી કરૂં છું, એમ કહી અનીરૂધની પાસે જાય છેઃ—

અનીરૂધ–ખમડદાર બોન રજાથી મને હાથ પણ લગાવ્યો તો !

ઓખાં=પ્રાણનાથ આટલો બધે કોપ કરવાનું કારણ

નથી, આપે સ્વપ્નામાં માહારી સાથે લગ્ન કીધું ત્યારથી હું આપને માટે પ્રાણ તજવાને તૈયાર થઇ હતી તેનો બચાવ કરવા માટે આ ચીત્રલેહાએ આપનો મેળાપ કરી આપ્યો છે; હવે બધો ગડબડ મુકીને મુજ ગરીબ અબળા ઉપર દયા કરો, આપને દેખી મને અત્યંત કામ વ્યાપી રહ્યો છે:—

અનીરૂધ—( મનમાં ) એની માફક મે પણ સ્વપ્નામાં એની સાથે લગ્ન કરેલું છે અને જેવુ સ્વપ્નમાં તેનું રૂપ મનોહર દીઠું હતુ તેવુજ છે એના હાવભાવ વધારે દેખાય છે. ( પ્રગટ ) હું તારી સાથે લગ્ન કરવાને તૈયાર છુ !! અહો ! મારી પ્યારી તુ જરાપણ ગભરાઇશ નહીં ! એમ કહી એક એકના ગળામાં હથ નાંખે છે:—

ચીત્રલેહા—અરે ! આ કેવી અનીતી થાય છે, બંને જણાં ભુખ્યા બ્રાહ્મણની પેઠે આવુ કરો છો. હજુ શાસ્ત્ર પ્રમાણે, લગ્ન થયા વિના કેવુ આચરણ કરો છો, શું આ ઘટીત છે ?

ઓખા—અમારૂ લગ્ન તો સ્વપ્નામાં થઇ ગયું છે- તેમ છતાં તુ અમને ગાંધર્વ વીવાહ કરીને જલદી પરણાવ્ય

ચીત્રલેહા—ગાંધર્વ વીવાની વિધી કરી. બંનેના હસ્ત મેળાપ કરી તેમને પરણાવી પછી પોતે સ્નાન માટે છે:—

ઓખાં—બાઇ તું હમણાં થોડી વાર ધિરજ રાખ, ને જરા વેગળી જા એક વાર મારી અગ્નિ

પડે તને જવાબ આપીશ !

ચીત્રલેહા વેગળી જાય છે, ને ઓખા અનિરૂ ધને ગળે વળગી એકાંત સ્થળમાં મઝા ઉડાવે છે!! ત્રીજે વેઢ સાથોને બંને જાણ બાહાર આવ્યાં !

ચીત્રલેખા—સખી હવે હું રજા માગુ છુ મે તારા માટે અહીંયા આવી અવતાર લીધો હતા હવે તારૂં કામ પુરૂં થયું માટે હું મારે સ્થાનકે જાઉ છુ

આખાં—મારી પ્યારી સખી ! તારા વિનાં માહારાથી કેમ રેહેવાશે !

ચિત્રલેખા=હવે તું એકલી નથી, તારી પસે તારો સ્વામિ માહા સુરવિર છે અને હવે માહારાથી રેહેવાય પણ નહીં, માટે હું જાઉ છું એમ કહી અદ્રસ થઇ ગઇ.

ચિત્રલેખાના ગયા પછી ઓખાં અને અનિરૂધ નાના પ્રકારના વિષય સુખ ભોગવવા લાગ્યા, એમ કરતાં વર્શા રૂતુ વહી ગઇ અને આસો માસ આવ્યો, પુરૂષના સ્પર્શ કરીને ઓખાનુ રૂપ જેટલું હતું તેથી ઘણુ દરજે સરસ થયું, મુખનો અને ગાલનો તથા એઠનો રંગ ઘણોજ સરસ દેખાવાગ્યો, સ્તનોની પુષ્ટતા વીશેષ દેખાવા લાગી ઇત્યાદીક ફેરફાર થયો, તે પેલા બાણાસુરે ઓખાના મેહેલની ચારે બાજુએ ચોકી કરવાને જે યોદ્ધા મુકેલા છે તેમના જોવામાં આવ્યું.

## પ્રવેશ ૧૨ મો.

બાણાસુરની કચેરી.

બાણાસુર, પ્રધાન. અને સિપાઇઓ, વિગરે

**પ્રધાન**

તુ જાગ્ય બાણાસુર રાય, હાય ઘણી ગજબીરે;
ઘર માર્યું કોઇક જાર, હાય ઘણી ગજબીરે ૧
મારી જીભે નવ કેહેવાય, હાય ઘણી ગજબીરે;
તોય કહ્યાં વિનાં ન રહાય, હાય ઘણી ગજબીરે. ૨
ઓખાં બાઇ ફેરે દુર, હાય ઘણી ગજબીરે;
મુકયાંતાં જે રખવાળ, હાય ઘણી ગજબીરે. ૩
આવી કહે તે રખવાળ, હાય ઘણી ગજબીરે.
થઇ ઓખાં કંન્યા રૂપ, હાય ઘણી ગજબીરે ૪
તેને મગીયા છે કોઇ ભુપ, હાય ઘણી ગજબીરે,
માની નહીં મે તે વાત, હાય ઘણી ગજબીરે. ૫
પણ નજરે જોઇ ખ્યાત, હાય ઘણી ગજબીરે.
જાણે દેવીનો અવતાર, હાય ઘણી ગજબીરે. ૬
થઇ નારી, ફીટી બાળ, હાય ઘણી ગજબીરે;
જો માને નહીં મુજ વાત, હાય ઘણી ગજબીરે;
જો નજરે આવી આજ, હાય ઘણી ગજબીરે ૭

બાણાસુર—અરે તુ શું કહે છે પણ આ કઠાકો શાને તે થયો ?

સિપાઇ—માહારાજ આપણા મેહેલ ઉપરથી ધજા તુટી પડી:—

બાણાસુર =( મધાનને ) તમરૂ કેહેવુ હું બધુ ખરૂ માણ્ તુ છું. માહારાજીએ કહ્યું હતું તેવું જ બન્યું છે ખસુસ કેઇ શત્રુ પેદા થયો, તેનું પેહેલું ચીનતો આ ધ્વજા તુટી પડી તેજ કહી આપે છે, માટે જા ઓ હરેક રીતે સમજાવીને ઓખાંને અને ચિત્રલે હાને માહારી પસે બોલાવી લાવો, અને કોઇ પુ રૂશ માલમ પડે તેને એકદમ કેદ કરો !!!

મધાન=બહુ સારૂ હમણાંજ જાઉ છું જાય છે.

ઓખાના મેહેલ પાસે જઇને બાઇ તમને તમા રા પિતા બોલાવે છે એમ કહી મેહેલ નીચે ઉભો રહે છે ?

ઓખાં—માહારે ત્યાં આવવાની કાંઇ જરૂર નથી. !

મંત્રાન—(મનમાં) આ એકલી છે, પણ ચિત્રલેહા દેખા તી નથી. ( પ્રગટ ] તું આવો એ તમાનો જુવાબ દે છે પણ ખરૂં કહે ચિત્રલેહા કયાં ગઇ ? તારૂ કહ્યુ કરવાને તે એને મારી નાખીતો નથી ! અરે તેં આટલી જબર દસ્ત ચોકી છતાં આ કા મ શી રીતે કાર્યું:—

ઓખાં—ઘરડો ગધેડો થઇને જરા વીચારીને બોલ્ય ! ઓહું આળ ચડાવતાં તારી જીભ તુટી નથી પ ડતી કે શું ?

ધાન—ારે ખરે ખરૂ કહે, ચિત્રલો કયાં ગઇ ?

અનિરૂધ=બંનેનો સંવાદ સાંભળી સહન ન કરતાં, બારી એ આવી ઓખાંના ગળામાં હાથ નાંખી બેસે છે!

પ્રધાન—[ મનમાં ) અરે આ શો અજબ. આ તો કોઇ દેવકુમાર જેવો પુરૂશ અંદર દાખલ થયો છે ( પ્રગટ ] અરે ! ઓખાં તુ ખરૂ કહે આ કામ તેં એકલીએ કર્યું છે કે- ભેગી ચિત્રલેખાને પણ બગાડી છે ?

ઓખાં=મુર્ખ તારી જીભ છેદવા યોગ્ય વચન તું કેમ બોલે છે જા તારૂં મુખ પણ જોવા હું ખુશી નથી,

પ્રધાન—(ત્યાંથી શીઘ્રવેગે બાણાસુર પાસે જઇને) માહારાજ ઓખાંના મેહેલમાં ચિત્રલેખા તો દેખતી પણ નથી. ને ત્યાંતો એક યુવાન મહા રૂપવાન પુરૂષ બેઠો છે

બાણાસુર=ઓખાંના ઓખાંના શું કહે છે, કેમ શી રીતે બેઠો છે?

પ્રધાન—બોલતાં જીભ ઉપડતી નથી, માહારાજ ઓખાંને બાથ ભીડીને ચુંબન કરે છે ! ગળામાં હાથ નાંખીને બેઠો છે !

બાણાસુર=હાયરે ! હાયરે આ શો અજબ થયો, મારૂ બાપરે, આસન ઉપરથી હેઠો પડે છે ! ! !

પ્રધાન=માહારાજય બાણાસુર તું આટલો બળવાન થઇને અત્યારથી શું ગભરાય છે, એક માણસ છે તેને કહોતો હમણાંજ જઇને, મારી નાંખુ !

બાણાસુર=આપણે એને મારીયું તેમાં શુ, પણ એણે મારી છોકરી બગાડી તેથી મારૂં કદંબ મલ્યું ...

તો પણ થોડું છે- અરે! એમાં હવે કંઇ ઉપાય નથી. પણ જાઓ બંનેને કેદ કરી અંહિયા લઇ આવો.

પ્રધાન ઓખાના મેહેલ પાસે આવીને.

કોહુકુ દોલતકી પરવા નહીં, એ રાજા
અરે ઓખા તુ જલદી ખોલે દ્વાર;
બુલાતે હે રાજન, નીકળ તું બાહાર;
અબ તેરી કમબખ્તી, પુરી હુઇ;
તેરસે એ, રાજાકી ઇજત ગઇ.
રહી કેદ ખાને મે, તું નસમી;
રખી જાર મેહેલુ મે, રંગે રમી,
અભી તેરી ઉસકી બી આઇ બની;
ઉઠાર અબ મે'લુસે જલદી કરી.

ઓખાં

અરે મુઢ મુખસે તુ બકતા હે કયા;
મેરે મુખ આગેસે જલદી તું જા;
મેરે તેરા રાજનકી પરવા નહીં.
મેને મેરા પ્રીતમકી પાસે રહી.
બુઢા હોકે બોલે તું એસા અન્યા.
ન દેખુ મે મુખ તેરા પાપી હે કયાં;

પ્રધાન [સુભટોને) જુવો છો શું, બધા હથીઆર લેઇ તૈયાર થાઓ એ સાચી રિતે માનવાના નથી!

અનીરૂધ =( ગડબડટ સાંભળીને ] બારીએ આવી પ્રધાનને કહે છેઃ—

અરે રાંક તુ મુખમે કહેતા હૈ કુયા,
સબ રણ આયુદ્ધ ધારધાર થયા;
તેરે જેસે લાખું ઉડતું અભી,
એ તે મેરી ફોજકી ન રેહેવે છબી;
અબ તક ન દેખ્યા, હે મેરા તે હાંમ.
મારૂ તેરી સેન્યા, રહેગા તો નામ.
તેરા કોણ રાજા તેરા કયા હૈ નામ;
એતો મેરી ઓરત હૈ, દેખો તમામ.

મધ્રાંન—(અનીરૂધના કઠોર વચનો સાંભળીને] અરે ! સૈનીકો, એક દમ આ દુષ્ટની ઉપર હલ્લો કરો અને તેને કેદ કરી લ્યો.

ઓખાં—અરે ! શીવ ! શીવ ! આ કેવો અન્યાય. એક પુરૂષના ઉપર ચાર હજાર યોદ્ધા ચડીને આવ્યા છે અરે ! મારા વેરી પીતાએતો મહા ભુંડુ કામ કીધું હવે ચીત્રલેખા પણ નથી હું કોની સાથે વાત ચીત્ત કરૂ ! એમ સોચના કરતી જમીન ઉપર ઢળી પડે છે. અરે શીવ શીવ !!!

અનીરૂધ—અહો મારી પ્રાણ પ્રીયા તું આટલી બધી શા માટે ગભરાય છે ! તુ મને એકલો જાણીને ભય પામે છે પણ ઉઠય જેતો ખરી, આ તારા બાપના ચાર હજારતો મારે ચાર બરાબર છે ! પણ હથીઆર વીના મને કાંઇ સુજતુ નથી

ઓખાં—મેહલના દરવાજા આગળ જઇને એક મોટી ભુંગોળ લાવી અનીરૂધને આપે છે:=

સૈન્યાપતી—પે! શું છે! આ બધાનાં મોહોડાં કેમ કર-
માઇ ગયાં છે—અને પેલા કમાંડર કેમ રડે છે?

સૈન્યાપતી—પેલા એકલાએ અમારી બધાની લાજ લીધી!

બાણાસુર—શું તમને ગાળો દીધી કે થયું શું ઝટ કહોની!

સૈન્યાપતી—ગાળો શું દ બધાને મારીનાખ્યા! અને અમે
બેકે ઘણો માર ખાઇને નાશી આવ્યા!

બાણાસુર—હાય હાય! એકલાએ બધાને મારયા?

કમાંડર—એટલા તો શું પણ હું તો ધારૂં છું એવી ચાર
લશ્કરોને એકલો મારી પાડે એવો છે! જે વખત એ
સેન્યાના મધ્ય ભાગમા આવીને લોંગગી ફેરવવા
લાગ્યો તે વખત જાણે યમના જોરમાં પડો આ
લેકે તેમ આખા લશ્કરનો ઘાણ કાહાડી નાંખ્યો!

બાણાસુર—પ્રધાન એનો શો ભાર છે—ક્યાં ગયો પ્રધાન?

પ્રધાન—હું પણ જીવ લઇને આવ્યો છું!

બાણાસુર ફીકર નહીં હવેલાખ યોદ્ધા તેયાર કરી એક
દમ એ દુષ્ટને ઘેરીને બાંધી લાવે!!!

પ્રધાન—માહારાજ બધું તમારૂં કેહેવું ખરૂં છે—પણ તેરો
અહંકાર, એક નાના સરખા બાળકે આજ ઉતા
રયો! એકલાએ બારહજાર યોદ્ધાનો ઘાણ કાહાડી
નાંખ્યો—અરે! મેં તમને પ્રથમજ કહ્યું હતું કે અ
તી અહંકારે સર્વ નાશતી પામે છે; રાવણે ઘણો હું
કાર કરયો તો લક્ષ્મણના હાથે વધ પામ્યો, તેમ
હવે તારી પણ દશા થવાની છે:—

બાણાસુર—હેં હેં હે! શું કહે છે? એમ કહી મુરછા પા
મી જમીન ઉપર પડે છે:—

પ્રધાન= વાયરો ફરી આરાધના વાસના ફરી ઉઠે છે.

બાણાસુર—અરે! પ્રધાન મારૂં નામ બાણાસુર, હું બળી રાજાનો પુત્ર, હજાર હાથનો ધણી=અને તારા જેવો માહાની પ્રધાન છતે, આસમે મારી બાજી જાયતો, આ પણ બંનેને ધીક્કાર છે, આથી બળી મરવુ તે ભલુ છે!!!

પ્રધાન—અરે આવું તુચ્છ વચન શું બોલો છો—હુ પોતે જ હમણાંજ તેને બાંધી લાવું છું-એમ કહી ઘણા મોટા મોટા યોદ્ધાઓ લાખોગમે સાથે લઇને પ્રધાન બીજીવાર અનીરૂધ્ધને જીતવા પોતે ચઢયો તેને ઓખાના મોહેલની ચારે બાજુ જઇને ઘેરો નાંખ્યો.

અનીરૂધ=બારીએ આવી ઓખાના ગળામાં હાથ નાંખીને સર્વ સુભટો દેખે તેવી રીતે બેઠે!

પ્રધાન—અરે! નીર્લજ મનુષ્ય તું દાનવની કન્યાને બીપો વશ કરીને, આવી રીતે નીર્લજ્જ પણાથી બેઠો છે—પણ જો જીવવાની ઇચ્છા હોય તો જલદી મારે શરણ આ—નહીતો હમણાંજ તારૂં મરણ થશે !!!

અનીરૂધ=અરે પાપ આતે શું બોલે છે? કોને શરણ કરવા માગે છે? આજ હવે તારોજ વારો આવ્યો છે! એમ કહી ઉઠે છે.

ઓખા—અરે! આ સમે તમારો ઉગરવાનો કોઇ પણ ઉપાય નથી? સમુદ્રમાં ચારે દિશાએ જેમ જળ જળ દેખાય છે તેમ અહીંયાં સેન્યા શિવાય ચારે દીશામાં બીજું કાંઇ દેખાતુ નથી, હવે તમો સામા થવાથી ફાવનાર નથી—અરે! આ વખત હું ચીત્રલેહાને બોલાવું કે, જે તમને ઉપાડીને દ્વારીકામાં મુકી આવે.

અનીરૂધ=તું પણ મુર્ખ દીસે છે, આવું બોલવું તને ઘટીત નથી-શું આ સમે હું પાછો હઠું તો મારા કુળને પુરૂં કલંક ન લાગે? તે કરતાં મરવું બહેતર છે, છોડ મારો હાથ-એમ કહી ભુંગળ હાથમાં લેઈ હેઠો ઉતરે છે.

## આખ્યાં

કારતક મહિને અબળા કેહે છે કંતને, એ રાગ.

હાય હવે શું થાશે મારા કંતને,
ઉગરવાનો નથી હવે ઉપાય જો;
આ વેલા આવે છે યોદ્ધા અતી ઘણા,
ઝગે ભાલા ખડગ તણા ઝબકાર જો.
સુરા પુરા સાથ મળી આવે સહુ,
કરવા મારા કંત તણો સંહાર જો. હાય. ૧
દુષ્ટ પીતા તો દુશ્મનથી અદકો થયો,
કોણ કરે અહીં આવી મારી વાર જો;
ભોગવવું દુઃખ લખ્યું રે મારા ભાગ્યમાં.
તે કેમ છુટે કરતાં કોડ ઉપાય જો. હાય. ૨
જાવા દે અમને જો અહીંથી જીવતાં,
તો જઈ કરીએ દ્વારીકામાં વાસજો;
નાસંતાં તો પકડી ઠાર કરે મુને,
સમજાવ્યો નવી સમજે મારો બાપ જો. હાય. ૩
કર્મ તણી કાણી તે કો આગળ કહુ,
છોડાવે આ સંકટથી જો કોઇ જો;
જન્મ લગી નવી ભુલું એ ગુણને કદા,
વળી તસ આપુ મુક્તાફળને હેમ જો. હાય. ૪

પણ એ સર્વ કલ્પના મુજ થા કામની,
જબરૂ જુવા બાણાસુરનુ જોર જો;
કર્મ વિના તે કોઇ નવ ભાગી શકે,
માટે સમરૂ મારા મનમા ઓઠ જો. હાથ: ૫

અનીરૂધ- જેમ ઘાસના ઢગલામાં આગ્નીનો એક તો ન્હાનો અંગારો પડેથી ઘાસ બળીને ભસ્મરૂપ થાયછે, તેમ અનીરૂધ બાણાસુરની સેન્યામાં ભુંગોળ લેઇને પડયો! તેથી લાખો યોધાઓને મારી પાડયા! અને પ્રધાનને પણ પાછે હડાવી દીધો-ત્યાર પછી ક્રોધે કરીને બાણાસુર પોતે ચડી આવ્યો તેને દેખીને:-

ઓખાં=ઓ નાથ, ઓ નાથ, હવે તમે જલદી પાછા ફરો-હવે બસુસ ઉગરવાના નથી! ઓ હજાર હાથવાળો મારો પાપી બાપ આવે છે! અરે-એના પગના ધમકારાથી આખી પ્રથ્વી થર થર થઇ રહી છે! હવે કોઇ રીતે પણ ઉગરવાનો ઉપાય નથી, માટે હમણાં તમે પાછા ફરો-જેથી કોઇ પણ બચાવ થાય!

અનીરૂધ=અરે પ્રીય તું આ શું બોલે છે! આ વખત હું સંગ્રામમાંથી પાછો ફરૂં તો, મારા આખા જાદવંશને એબ લાગે, કદાપી સંગ્રામમાં મરૂં મૃત્યુ થાય તોપણ સારૂ-પણ હું પાછો ફરૂ તે સારૂ નહી! એમ કહી ભુંગોળ ફેરવવા જાય છે.

ઓખાં-(અનીરૂધનો હાથ પકડીને] અરે! તમને આ વખત આટલી બધી કુમતી કેમ થઇ છે, આ સેન્યા દેખીને ઇંદ્ર પણ પાછો હઠે તોવળી શી ગણતીમાંછો

ચાલો આપણા મેહેલમાં હમણાં જઇને બેશીએ:-

અનીરૂદ્ધ—(ઓખાંનો હાથ તરછોડીને) ખશ વેગળો શું તું મારૂં બળ નથી જાણતો-તારા જોતાં જોતાં મેં દશ લાખનો તો ઘણ કાહાડી નાંખ્યો:-અને તું જો હું બાણાસુર સમેત બધાનો નાશ કરૂં છું ! એમ કહી બાણાસુરની સામો જાય છે:-

બાણાસુર—અરે! ચોર તું પારકા ઘરમાં પેશીને ઉલટો મદ કરે છે-પણ હવે તને છોડવાનો નથી!

અનીરૂદ્ધ=હું તો મારા પોતાનાજ ઘરમાં છુ!

બાણાસુર- અલ્યા આંઠીયાં તે તારૂં ઘર કોને બનાવ્યું છે?

અનીરૂધ-આ તારી પુત્રીની સાથે મેં લગ્ન કીધું તે મારી સ્ત્રી થઇ છે હવે જે ઘરમાં અમે રત્નાં ભર થાર ભોગ ભોગવીએ છીએ તે અમારૂંજ છે !

બાણાસુર- (મનમાં આતે કેવો શુરવીર છે, અહો! એની હિમતતો અથાગ છે) અલ્યા ખરૂં કહે તું કોના વંશમાં પેદા થયો છું?ને તારી જાત કુળ કોણ છે?

અનીરૂદ્ધ=તારા પિતાને પાતાળમાં ચાંપનારના વંશમાં ઉત્પન્ન થયો છું, અને હવે તારા પણ હજાર હાથ છેદવાને હું આવ્યો છું.

બાણાસુર-(મનમાં ખેદ પામીને-અરે! આતો માઠું થયુ-કૃષ્નના પુત્રે મારી કન્યા વરી, હવે ગમેતેમ થાય તોપણ એને કેદ કરી લેવો જોઇએ, મગટ અલ્યા ચોર-નિર્લજ ! તું મારી સામે કેટલી વાર ટકી શકવાનો છે અલ્ય તારૂં પરાક્રમ હોય તે બતાવ્ય?

બાણાસુર અને અનીરૂદ્ધ વચ્ચે માહા ભયંકર યુ

હ ચાલ્યુ તેમાં અનીરૂધ્ધ ઉપર તમામ લશ્કર તુટી પડ્યું-ત્યારે કેટલાક યોદ્ધાઓને અનીરૂધ્ધે ભુંગળ વ ડે યમ રાજાને ત્યાં મોકલી દીધા ! પછી એકદમ વાંદરાની પેઠે કુદકો મારીને બાણાસુરના રથ ઉપ ર ભુંગળ ઠોકો દીધો-તેથી બાણાસુરનો રથ ભા ગી ગયો, એટલે બાણાસુર પોતાના નગર તરફ છેર લઇને પાછો ફરયો! અને આકુઆરળું જોવા લગ્યો કે રએને બોંગળ લઇને અહીંયાં આવે, એટલામાં પ્રધાન કેહેવા લાગ્યો કે, હે રાજન તમારો પાસે શીવનુ આપેલું ત્રીશુળ છે તે મુકો એટલે એનુ મસ્તક લઇ આવવે-પછી બાણાસુરે ત્રીશુળ મુક્યુ, તેવારે અનીરૂધે માહાદેવનું સ્મરણ કરી બે હાથ જોડ્યા-તેથી માંથુ નહી છેદતાં ત્રી શુળના પ્રભાવે અનીરૂધ્ધ બંધાઇ ગયો-અને ધબ લઇને જમીન ઉપર પડયો!!! તે જોઇને ઓખાં ઘ ણું રૂદન કરવા લાગી:—

## ઓખાં.

પેઉ મેલો પરદેશ ગયાની વાત જો, એ રાગ.

આહા દુઃખમાં નાંખીરે માહારા કંતને,
પાછો વળીઓ મારો પાપી બાપ જો;
નાથ તણું દુઃખ દેખી તન તાપે બળે,
કાળજડું ત્રા કડકડ મારૂ થાય જો. ૧
કોઇ જઇ સમજાવો મારા બાપને,
જેમ તેમ કરીને છોડે મારો નાથ જો;
ચીત્રલેહા પણ સમજાવી પાછી ફરી.

પણ નથી માને પાપી મારો બાપ જો. ૩
ઓ પેલા અન્યાય કરે છે અતી ઘણો,
મારે જાઝા ગડદા મુકી પેટ જો;
બંધન તે બાંધ્યાં છે બહુ બળ વાપરી,
નથી નીકળતો મુખ માંહેથી સાસ જો. ૪
પ્રાણપતીની દુરદશા દેખી હવે,
નથી ખમાતું મુજતે તેહ લગાર જો'
શું કરવું જીવીને આ સંસારમાં.
કંથ દુઃખે દુઃખણીને મરવું હાલ જો. ૫
ઓ પેલા આવે છે પાછા મારવા,
રખે ન છેદે મસ્તક એ ચંડાળ જો;
એમ વિલપતી ઓખાં પતી પાસે ગઈ,
તતખીણ તેને પણ ત્યાં બાંધી તુર્ત જો. ૬

અનીરૂધને બાંધેલો જોઇને ઓખાં રૂદન કરતી તેની પાસે ગઇ તેવારે બાણાસુરના હુકમથી બંને ને સખ્ત બાંધીને ઓખાના મેહેલમાં કેદ કરી રાખ્યાં, અને બાણાસુર પોતાના નગરમાં ગયો.

## ઓખાં-લલીનછંદ

અરર હાયરે શું થશે હવે,
મુજ થકી પીઉ દુઃખ અતી ખમે;
દુઃખ માહરૂ ક્યાં જઈ કહું,
દેખી નાથને હું બળી રહું.
અરરં હાવરે આતે શું થયું,
શીર માહરે આભલું પડયું;
અરે આ મળુ કમ ઓહરી, ૬

રાજ્ય માફરે તાહરી ખરી.
વેગે આવીને પુત્ર છોડવો,
બાણ રાયનો ટેક તોડવો.

નારદ=ઓખાંને તથા અનીરૂધને બંધીખાને પડેલાં જો ઇને ત્યાં નારદ મુની આવી કેહેવા લગ્યા, અરે તમે જરા પણ ગભરાશો નહી હું જલદી દ્વારીકા જઇને કૃષ્નને ખબર કરૂં છું. (મનમાં) "જોવાની તો મજા થશે, કેમકે અનીરૂધને છોડાવવાને કૃષ્ન આવશે=ત્યારે મહાદેવ પણ બાણાસુરની તરફથી સામે થશે એટલે બાંનેનું યુદ્ધ જોવાની મજા પડશે માટે જલદી કૃષ્નને ખબર કરૂ" હું જાઉં છુ તાકીદે જઇને કૃષ્નને અહીયાં મોકલવું જોયએ

---

## પ્રવેશ ૧૩ મો.

(સ્થળ દ્વારીકાંનગરી કૃષ્નની કચેરી

નારદ—જેનારાયણ, જેનારાયણ, જેનારાયણ, વાસુદેવહરે

કૃષ્ન=અહો! અહો! ધન્યભાગ્ય, નારદમુની પધારયા (આસન આપે છે ને નારદ બેસે છે) આપનું પધારવું જોઇને મને ઘણો આનંદ થાય છે.

નારદ=આજકાલ તમારો ચેરો ઉદાસ કેમ જણાય છે?

કૃષ્ન—અહો નારદમુન્ય, અમારા મેહેલમાં એક આશ્ચર્યની વાત બની છે! જે કદી પણ ન બનવાયોગ્ય બનાવ બન્યો છે!

નારદ—એવો શો ન બનવા જેવો બનાવ બન્યો છે?

કૃષ્ન—મારા મદનમોહનના પુત્ર અનીરૂધને કોઇ અધર ઉ

ડાવીને લઇ ગયું છે! તેની ઘણી શોધ કરી તપાસ પી કાંઇ પતો લાગતો નથી!

નારદ હું તેને માટે તો તમારી પાસેજ આવ્યો છું! અનીરૂધ્ધને તો રાજા બાણાસુરે કેદ કરેલ છે!!!

કૃષ્ન= શા માટે!

નારદ- બાણાસુરની પુત્રી ઓખાએ તેની સાથે સ્વપ્નામાં લગ્ન કીધું હતુ તેથી તેનો વિજોગ મટાડવા પ્રધાન પુત્રી ચીત્રલેખા તેને અધર ઉડાવીને ઓખાં પાસે લઇ ગઇ! ત્યાં બંનેનુ લગ્ન થયુ-તે વાત બાણાસુરના જાણવામાં આવેથી તમારૂ કુળ નીચુ છે વિગરે દેખાવથી તેણે લડાઇ કરી અનીરૂધ્ધને કેદ કીધો છે, હે કૃષ્ન હમણાં તે અસુરો અનીરૂધને માહા દુઃખ દે છે-માટે ત્વરાથી તમે તેને છોડાવો. નહીતો ખાચીત તે મરણ પામશે.

કૃષ્ન =અરે નારદમુની આતે તમે ખરૂં કહોછો કે ખોટું શુ તમે નજરે જોયું છે!

નારદ—હું બધુ જોઇજને અહી આવ્યો છુઃ-

કૃષ્ન= ત્યારે એ બધું કૃતવ્ય તમારૂં હશે-જ્યાં ત્યાં ટંટા બખેડા ઉભા કરવાનું હમેશા તમારૂંજ કામ છે

નારદ—જ્યારે તમારૂં સારૂ કહું ને વળી ખબર કેહેવા આવ્યો ત્યારે ઉલટી શરપાવમાં જુત્તીઓ આપવા જેવું કરો છો.-

કૃષ્ન= હું કાંઇ તમારા ઉપર ગુસ્સો કરતો નથી પણ હમેશ તમે જ્યાં ત્યાં પાસે રહીને રમખાન તો મચાવો છો:-

નારદ—સપાટા પછે મારને કૃષ્ણ‌માં જે કરવાનું છે તેતો કરો!

કૃષ્ણ=અરે સેન્યાપતી હાજર છે?

સેન્યાપતી- હાજર છુનાબ:-

કૃષ્ણ- તમામ સૈન્યા તયાર કરો.

સૈન્યાપતી =બહુ સારૂ હથીયાર વિગરે સજાઈ કરવા જાયછે

સૈન્યાપતી- (કૃષ્ણ) માહારાજ આપના હુકમથી સઘળુ
સૈન્ય તૈયાર કરયુ છે હવે આપનો શો હુકમ છે?

કૃષ્ણ--સોણીતપુરની સીમમાં જઇને પડાવ નાંખો અને
હું પણ પાછળ આવું છું.

સૈન્યાપતી = જાણે છુ (જાય છે)
તમામ સૈન્યા સોણિતપુરના ચિમાડાની લગભગ
જઇને પડાવ નાંખ્યો ત્યાં કૃષ્ણ પણ આવી પોહોચ્યો.

---

## પ્રવેશ ૧૪ મો

સ્થળ શોણિતપુરની શીમ
કૃષ્ણ તથા તેની સૈન્યા, વિગરે,

કૃષ્ણ=( પોતાના એક હુંશીયાર દુતને શિખવીને ) પ્રથમ
બાણાસુર પાસે મોકલે છે:-

દુત—(ધીમે વેગે ચાલતો બાણાસુરની કચેરીમાં જઇને)
કહે છે:-

હે બળીરાજના પુત્ર બાણાસુર તુ સાંભળ, આ
ખી પ્રથવીને વિષે જેની આણ ફરે છે, એવા શ્રી
કૃષ્ણ ભગવાને માહારી પાસે તને કહેવરાવ્યું છે:-

બાણાસુર = અલ્યા જલદી બોલ્ય? તારા ધણીઆએ
શું કહ્યું છે! અને તે ક્યાં છે?

દુત=ક્યાં છે તેની તને હમણાંજ ખબર પડશે પણ જરા કાન દઇને સાંભળ !

બાણાસુર=શું કૃષ્ણ અહીં આવ્યો છે ?

ચોપદાર=આપણા નગરથી ગાઉ દોઢ ગાઉને આશરે હજારો યોદ્ધા આવીને પડયા છે !

બાણાસુર=અરે ! શીવ ! શીવ ! એ ગોવાળીઓજ આવ્યો હશે, પ્રધાન તરફ હવે કેમ કરીશું ?

પ્રધાન--તમે આ દુત કહે તેતો સાંભળો પછી આપણે જે વિચાર કરવાનો હશે તે કરીશું:-

બાણાસુર-(દુતને) અલ્યા હે તારા કરશનીએ શું કહ્યું છે?

દુત-પુર્વે તારા પીતા બળીરાજાને અમે પાતાળમાં ચાંપ્યો છે તેની તો તને ખબર છે ! તથાપિ માહાદેવના આપેલા હજાર હાથના ગર્વ કરીને, તું ઉન્મત થયો છે ! તેં મારા પુત્રને કેદ કીધો છે તેથી હું તને જીવતો મુકવાને ચાહાતો નથી ! તથાપી તું અમારો સબંધી થયો છે. માટે તને જીવવાની આશા હોય તો તારી પુત્રીને પબ્લીક રીતે મારા કુંવર અનીરૂધની સાથે, ખુશીથી પરણાવી આપ. જેથી તારૂં કેરાજ થશે !

બાણાસુર=અલ્યા દુત તું અહીંથાથી જલદીથી જા ! અને તારા કરશનીયાને કહે- હું ત્યાં જલદીથી યુદ્ધ કરવાને આવું છું ! અલબત એ ગોવાળીઓ મને શું કરવાનો છે ! [ પગ પછાડીને ) હમણાં એની બધી સેન્યા એક ખોણ વારમાં ઉડાવી દઉં છું ! ( પ્રધાન તરફ ) આપણું બધુ સેન્ય તે

શાનેે મરવા લાગ્યા ! "જેમ વગડાઉ ખાટા જંગ લમાં લડે છે તે વખત નાના મોટાં ઝાડો કચરા ઇ જાય છે તેમ મનુષ્યો ઘોડાઓ, વીગરે પ્રાણી ઓનો કચ્ચરઘાણ નીકળવા લાગ્યો" ઘણી વાર એવી રીતે યુદ્ધ થયા પછી કૃષ્ણે બાણાસુરના હજાર હાથ કાપી નાંખ્યા !!! તે વારે બાણાસુર માહા દેવપાસે જઇને કહેવા લાગ્યો આ શીવજી હાથ શુ કરૂ ! ? પેલા કરશનીઆએ તમારા આપેલા હાથ કાપી નાંખ્યા

માહાદેવ=(હાથમાં ત્રીસુળ લઇને) તું ઉભો રહે; હું માહારી સેન્યા તૈયાર કરીને આવું છું ! એ ગો વાળીયાનો શો ભાર છે.

પછી માહાદેવે ભુત પ્રેત વીગરેને બોલાવી પો તાના ગણપતી પુત્ર વીગરેને સાથે લઇને કૃષ્ણના સામે યુદ્ધ કરવા આવ્યા:--

માહાદેવ—અરે ગોવાળીઆ તેં મારા આપેલા હાથનું છેદન કર્યું તે કાંઇ ઠીક કર્યું નથી !

કૃષ્ણ-જરા સભાળીને બોલ હું ગોવાળીઓ, ને તું શ મોટીઓ;

માહાદેવ—હું તો લંગોટીઓ છું જ પણ તારી પેઠે પાર કી સ્ત્રીઓની સાથે વીભીચાર તો નથી કરતો ! !

કૃષ્ણ--અલ્યા શંકરીઆ ! તું શું બકે છે તારા જેવાન ફટના કહેવાથી શું હું નીરબળ અને નીચ કહેવા વાનો છું કે શુ, ભીખના માગનારા, તારા ઘરમાં ખાવા તો મળતુ નથી જેને આ બીચારાં બાળ

ની ઉપર તો ભાર ભરયો છે- આજ્ઞ નફટ મારી સામે વધારે નહીં બોલતો !!

માહાદેવ=અટલા છીનાળવા ! તારી પેઠે રીંછડીને તો નથી પરણ્યો ! વળી ઝાડવું જે તુળશી તેને તો નથી પરણ્યો ! ઓ વિભોચારી જરા તારા કરયો વીચારી જો ! તારા જેવો વીભીચારી તે કોણ હશે કે- રીંછડી પણ ન મુકી એમ કહી (હાથમાં ત્રી સુળ લઇને ) કૃશ્નની ઉપર ક્રોધ કરીને મારે છે.

કૃશ્ન=માહાદેવનું ત્રીસુળ આવતું જોઇને પોતે તેની સામે પોતાનું ચક્ર મુકી દીધું !

ચક્ર અને ત્રીસુળ માંહો માંહ્ય યુદ્ધ કરવા લાગ્યાં તેમજ એક એકની સાગે મોહાટા નામાંકીત યોદ્ધાઓ યુદ્ધ કરવા લાગ્યા તેથી આખી પ્રથવી ધમ ધમાટ થઇ રહી ! અને આખી સેન્યામાંહી લોહીની નદીઓ વેહેવા લાગી એ બધી હકીકત બ્રહ્માના જાણવામાં આવી.

બ્ર. સ્ત્રી.--( બ્રહ્માને ) પ્રાણનાથ આ વખત તમે એક માહા પુન્યનું કામ કરવાને તૈયાર થાઓ, કેમકે નારદની ખટપટથી હમણાં કૃશ્ન અને માહાદેવ વચ્ચે મોટું યુધ્ધ ચાલે છે તેમાં બંને જણ નીરદય અને ઘાતકીની પેઠે લાખો યોદ્ધાઓને પ્રાણ રહીત કરે છે તેઓને કોઇ વારી શકતુ નથી માટે તમે ત્વારાથી ત્યાં જઇને બંનેનું સમાધાન કરો.

બ્રહ્મા--નારદ હમેશા જ્યાં ત્યાં ટંટાજ કરાવતો ફરે છે વારૂ તેં મને તે બાબત સુચના કરી તે બહુ સા

રૂ થયુ છું હમણાંજ ત્યાં જઇને ટંટો ચુકાવું છુ પછી બ્રહ્મા રણભુમીમાં આવીને ઉભા રહ્યાં.

કૃશ=( બ્રહ્માને જોઇને ) આપનું પધારવું એકા જોઇને હું આશ્ચર્ય પામુ છું.

બ્રહ્મા---તમારા સંગ્રામની ખબર જાણી હું ત્યારથી અહીંયાં આવ્યો છું માટે તમે સંગ્રામ બંધ કરો નહીં તો તમારે માથે પાપ બેથશે.

માહાદેવ—અમારે શું એતો પેલા અનીરૂધ અને બાણા સુરને માથે છે ને વળી ખરેખરતો નારદને માથે છે

નારદ--(માહાદેવને) મારે શું તમે જ્યારે બાણાસુરને હજાર હાથ આપ્યા ત્યારે ઉન્મત થયો કેનો! માટે બધુ પાપ તમારે માથે ને બાકીનું કૃશને માથે મારે તો લેવા દેવા નહીં.

બ્રહ્મા---હવે બધી ઇતરાજી રેહવા દો એમ કહી માહાદેવ ને કૃશ બંનેના હાથ મેળાવે છે, પછી સમાધાનીનો બાવટો ઉડાવી બધા એક મોટા તંબુમાં બેસે છે.

માહાદેવ-અટયા બાણાસુર જ્યારે મે તને હજાર હાથ આપ્યા ત્યારે અત્યંત ઉન્મત થઇને મારી સાથે વઢવા આવ્યો ને છેવટ આ મોટો રમખાંન મચાવ્યો તેમાં શું ફાયદો કાહાડયો ! કેમ ? હજી યુદ્ધ કરવાની હુંશ રહી છે

બાણાસુર- (નારે બાપજી) હવે તે શું કરૂં, હજાર હાથ ગયા, લાજ ગઇ માર ખાધો માટે હવે તો કાંઇ કરવું નથી તમે કહો તેમ કરૂં.

માહાદેવ=તારા શેવકોને મોકલી ઓખાં ને અનીરૂધ બ
નેને પાલખીમાં બેસરાવી અહીંયાં લવ્ય.

બાણાસુર–(કપાળે હાથ દઇને) બહુસારૂ તેમજ કરૂંછું, પ્રધાન જાઓ માહાદેવજી કહે તેમ કરો.

પ્રધાન જનેને માન સહીત સભામાં બોલાવે છે.

કૃષ્ણ– એમ નહી, પણ બાણાસુર પોતે તેની મેળ રીતી સર લગન કરાવી કન્યાદાન આપે!

માહાદેવ– તેમજ કરવાનુ છે, બાણાસુર કેમ કન્યાદાન દઇશ કે!

બાણાસુર– હજાર વખત હા કહુછુ.

પછી અનીરૂધને ઓખાનું ત્યાં વીધી પ્રમાણે લગન થયું તેવાર પછી એક બીજાનો સાથે સ્નેહ કરી સઘળો કળેશ મટાડી, સૌ પોતાને સ્થાન કે ક્યા, કૃષ્ણ અને માહાદેવ બને હળીમળીને ખુશી થયા, પછી માહાદેવ મહ્લમાં ગયા ને કૃષ્ણ દ્વારીકામાં ગયા ત્યાં અનીરૂધ ઓખાની સાથે મઝા ઉડાવવા લગ્યો, બાણાસુર સોણીતપુરમાં જઇને પોતાનુ રાજ્ય કરવા લગ્યો.

સમાપ્ત